

# આમ્રપાલી

[ ભારતવર્ષના ભૂતકાલીન સુવર્ણયુગના
ઇતિહાસની એક સૌન્દર્યમૂર્તિની રસગાથા ]

જીવનના ઝંઝાવાતોનો અચળતાથી સામનો કરનાર,
લિચ્છવી કુલભૂષણ, સૌન્દર્યમૂર્તિ અને પ્રેમમૂર્તિ
વૈસાલીની વલ્લભા અને અનેક વીરોની પ્રેરણામૂર્તિ

# આમ્રપાલી

રાજરાજેશ્વરી નૃત્યાંગનાની અપૂર્વ કથા

•

[ પ્રથમ ખંડ ]


: લેખક :
રામચંદ્ર નારાયણ ઠાકુર
એમ. એ.


•

શ્રી. કનૈયાલાલ મા. મુનશીના 'આવકાર' તથા શ્રી. રણછોડલાલ ધ. જ્ઞાની એમ. એ. (પ્રીન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના ક્યુરેટર)ના 'પ્રાકકથન' સહિત.


[ સોલ એજન્ટ ]
એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ : પબ્લિશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ–૨



મુરબ્બી 'ચાચા'

શેઠ શ્રી. ચીમનલાલ બી. દેસાઈને

સપ્રેમ, સાદર

# આવકાર

ભાઈ રામચન્દ્ર ઠાકુરનો નવલકથાના ક્ષેત્રમાં આ પહેલો પ્રયાસ છે; છતાં એ પ્રયાસ આકર્ષક છે.

એમણે પસંદ કરેલો વિષય બૌદ્ધકાલીન હોઈ મોહક છે. એમની શૈલીમાં સચોટતાનાં લક્ષણો છે. એમની વાર્તા કહેવાની કલામાં શક્તિ છે અને આખુંય પુસ્તક રસથી વંચાય એવું છે.

ગુજરાતી સાહિત્યમાં એમને આવકાર દેતાં મને આનંદ થાય છે.

૧૧૧, મહાત્મા
ગાંધી રોડ,
મુંબઈ.
૧૧-૪-૪૩

કનૈયાલાલ માણેકલાલ મુનશી

# આમુખ

સને ૧૯૩૨ માં બોલતાં ચિત્રપટો સારો આવકાર પામી ચૂકયાં હતાં. તે દિવસોમાં કોલેજમાં ભણતાં ભણતાં આર્થિક મુઝવણ ઉપસ્થિત થઈ અને મેં બોલપટો માટે વાર્તા લખવાનો નિશ્ચય કર્યો.

પાલીભાષાનું સાહિત્ય એ મારો ખાસ વિષય હતો. આચાર્ય શ્રી. ધર્માનંદ કોસંબી સિવાય બીજા સાહિત્યરસિકોએ પાલીગ્રંથોને ગુજરાતી સાહિત્યમાં ઉતારવા નજીવા પ્રયાસ કર્યા છે. મેં નિશ્ચય કર્યો કે પાલીસાહિત્યને ગુજરાતી વાચક સમક્ષ બને તેટલા વિસ્તૃત અને શુદ્ધ સ્વરૂપમાં રજૂ કરવું. મેં ત્રણ નાટકોની તૈયારી કરવા માંડી હતી: આમ્રપાલી, અશોક અને અરહત્ બુદ્ધ. ઉપર્યુક્ત સંજોગોને લઈને મારી નજર પહેલાં આમ્રપાલી પર મંડાઈ અને બોલપટને અનુકૂળ નાટકના રૂપમાં તેને તૈયાર કર્યું.

પરંતુ, પરિણામ જુદું આવ્યું. બોલપટોના ઉત્પાદકોએ પચીસસો વર્ષ પહેલાંના હિંદુસ્તાનના ઈતિહાસને સ્પર્શવા સ્પષ્ટ ના કહી. મારે સાચી સાહિત્યસેવા કરવી હોય તો એ પડદા માટેની વસ્તુનું નવલકથામાં રૂપાંતર કરવું એમ એક મિત્રે સલાહ આપી.

તરત જ નવલકથા લખવા બેઠો ને બેબે ચારચાર મહિને એક પછી એક પ્રકરણો લખવાં શરૂ કર્યાં, અને બરાબર પાંચ વર્ષ પછી આજે એ પૂરાં થાય છે. બહુ પ્રયત્ન છતાં, ચલચ્ચિત્રને અનુકૂળ મૂળ બોલપટકથાના કેટલાક આવશ્યક પ્રસંગોને હું દૂર કરી શક્યો નથી.

પાલીભાષાનું સાહિત્ય એટલે બૌદ્ધ ધર્મનું સાહિત્ય—અર્થાત્ બુદ્ધ ભગવાનનો અથેતિ ઇતિહાસ—તેમનો ઉપદેશ, પ્રચાર, તત્ત્વજ્ઞાન, એ સર્વેનો સંગ્રહ. આ નવલકથા લખવામાં પાલીસાહિત્ય તરફ અંગુલીનિર્દેશ કરી શક્યો છું એ વાતે હૃદય પુલકિત થાય છે.

આજથી ૨૬૦૦ વર્ષ પૂર્વે હિંદુસ્તાનની ભૂમિ પર અજબ રાજકીય, સામાજિક અને ધાર્મિક ક્રાન્તિઓ થવા પામી હતી. હિંદુસ્તાનનું નામ જંબુદ્વીપ હતું. અનેક ધર્મગુરુઓ પોતાના ભિન્ન ભિન્ન સંપ્રદાયો બાંધી લોકોને પોતાના પંથના અનુયાયી બનાવવા ગામડે ગામડે ઉપદેશ કરતા ફરતા હતા. આર્યો—અનાર્યોનો ઝઘડો શમી ગયો હતો. અત્યારની દૃઢ જણાતી વર્ણવ્યવસ્થા તે સમયે નહોતી. સ્ત્રીઓ પડદામાં નહોતી ભરાઈ રહેતી. હજુ ચોથા વેદને કોઈ ઓળખતું ન હતું. બ્રાહ્મણોની સર્વશ્રેષ્ઠતાનો પ્રચાર સર્વત્ર થતો હતો છતાં હજી ઘણાય એવા ક્ષત્રિયો હતા કે જેઓ બ્રાહ્મણોનાં બંધનો તોડી ફગાવી સ્વતંત્રપણે રહેતા હતા. અલબત્ત, અત્યારની મુખ્ય ચાર જાતિઓ તે વખતે પણ હતી; એટલું જ નહિ, શૂદ્ર સિવાય ચંડાલ, પુક્કુસ,[1] વેણા તથા પક્ષીઓ પકડનારા નેસાદા અને રથ બનાવનારા રથકારની[2] ઊતરતી કોટીની જાતો પણ હતી. ખરું જોતાં, અત્યારની અઢારે વર્ણ તે સમયે પણ હતી જ.

જંબુદ્વીપમાં, હિંદુસ્તાનમાં, નાનાં મોટાં અસંખ્ય રાજ્યો

---

૧ અંગુત્તરનિકાયો, સુત્તપિટકમ્. ૨ દીઘનિકાયો, સુત્તપિટકમ્.

સ્વતંત્રપણે જીવતાં હતાં. ઉત્તર હિંદુસ્તાનમાં તે સમયે લગભગ સોળ રાજ્યો અસ્તિત્વમાં હતાં. અંગ, મગધ, કાશી, કોસલ, વજ્જી, મલ્લ, ચેતી, વંસ, કુરૂ, પંચાલ, મચ્છ, સુરસેના, અસ્સક, અવન્તી, ગાંધાર અને કમ્બોજ. આમાંનાં ઘણાંખરાંમાં રાજાઓનાં શાસન પ્રવર્તતાં. પરંતુ, કેટલાંકમાં લોકશાસન પ્રવર્તતું હતું. હાલના સંયુક્ત પ્રાંત અને બિહારમાં એક કરતાં વધારે પ્રજાતંત્ર રાજ્યો હતાં. અને એ બધાંઓમાં મુખ્ય તરી આવતું લિચ્છવી ગણતંત્ર.

ઉપરનાં સોળ રાજ્યોમાં એક હતું વજ્જીઓનું રાજ્ય. વજ્જીઓ બહુ બળવાન ગણાતા. તેમનું રાજ્ય વિસ્તારમાં નાનું હતું; છતાં તેની એકબાજુ સૌથી બળવાન ગણાતા મહાકોસલ રાજ્યનો મહારાજા, અને બીજી બાજુ એટલા જ બળવાન મગધ રાજ્યનો મહારાજા તેનાથી હમેશાં ડરતા રહેતા. વજ્જીઓનાં આઠ કુળ હતાં. પરંતુ તેમાં સૌથી આગળ પડતા હતાં બેઃ મિથિલાના વિદેહીઓ અને વૈશાલીના લિચ્છવીઓ. વજ્જીઓ ચુસ્ત પ્રજાશાસક રાજતંત્રમાં માનતા પરંતુ તમામ વજ્જીઓમાં સૌથી વિશેષ શિસ્તબદ્ધ, સૌથી સુંદર અને સૌથી ન્યારું રાજતંત્ર હતું લિચ્છવીઓનું. સૌથી પહેલું પ્રજાતંત્ર જગતમાં કોણે દાખલ કર્યું તે તો ઈતિહાસકારો નક્કી કરશે, પરંતુ એટલું ચોક્કસ કે છવીસસો વર્ષ ઉપર અત્યારના ઉત્તર બિહારમાં ઉત્તમ કોટીનું પ્રજાતંત્ર વિદ્યમાન હતું અને તે હતું લિચ્છવીઓનું ગણતંત્ર.

લિચ્છવીઓનું પાટનગર વૈશાલી હતું. હાલના તિર્હુતમાં, મુજફ્ફરપુરથી છેટે, પ્રાચીન નગરી રાજગૃહથી ચાલીસેક કોશ દૂર વૈશાલી નગરી આવી હતી. વૈશાલીના સંથાગારમાં[1] લોકોએ ચૂંટેલા, રાજા, ઉપરાજા અને મોવડીઓની લિચ્છવી પરિષદ બેસતી. મિ. રિસડેવિડ્ઝના[2] કથનાનુસાર ૭૭૦૭ લિચ્છવી પ્રતિનિધિઓનું ગણતંત્ર

---

૧ ટાઉનહોલ. ૨ Buddhist India

સમસ્ત લિચ્છવી પ્રદેશ પર શાસન કરતું. તેમના પર કોઈ સર્વોપરી મહારાજા કે સમ્રાટ ન હતો. સંથાગારમાં તેઓ બધા સમાન હતા, એક હતા. વરસમાં ચોક્કસ સમયે તેઓ વૈશાલીમાં એકઠા થતા. રાજનીતિ અને સમાજનીતિ ત્યાં નક્કી થતી; નિયમો ઘડાતા, અને તે પ્રમાણે સંપૂર્ણ શિસ્ત સાથે તેનું શાસન થતું, અને વિરોધ વિના તે સ્વીકારાતા. વોહારિકા, અન્તકારિકા, સેનાપતિ, ઉપરાજા અને રાજા એમ અનુક્રમે ઉત્તરોત્તર પદવીઓ હતી. રાજા લોકોનો ચૂંટી કાઢેલો શાસક હતો.

લિચ્છવીઓ મુખ્યતઃ ક્ષત્રિયો હતા; પરંતુ આસપાસના તમામ ક્ષત્રિય કુલોથી આચારે, વિચારે અને વ્યવહારે તેઓ જુદા હતા. શુદ્ધ કાંતિવાળા, કદાવર લિચ્છવીઓ દેખાવે મનોહર હતા અને રણક્ષેત્રમાં અપ્રતિહત લડવૈયા ગણાતા. શસ્ત્રાસ્ત્રોની રમતોના તે ભારે શોખીન. ઉત્તમ કોટીના એ ધનુર્ધારીઓ, કૂતરાઓ સાથે રાખીને શિકારે જતા. અષ્ટમીએ, ચૌદશે અને પૂર્ણિમાએ માંસભક્ષણ કરતા. તેમના સંપીલાપણાની તો ભગવાન બુધ્ધે પણ પ્રશંસા કરી છે.[1] લિચ્છવી જન્મથી જ સ્વાતંત્ર્યપ્રેમી બનતો. એની સ્વતંત્ર પ્રકૃતિ કોઈ વાર સ્વચ્છંદમાં અને ક્રૂરતામાં પરિણમતી. દુશ્મનો હમેશાં તેમને ક્રૂર જ વર્ણવતા. પરંતુ સ્વભાવે તેઓ હમેશાં સ્વતંત્ર હતા. અને રહ્યા ત્યાં સુધી સ્વતંત્ર જ રહ્યા.

સમર્થ ઇતિહાસવેત્તા વિન્સન્ટ સ્મિથના મંતવ્ય પ્રમાણે તેઓ મૂળ તિબેટના વતની હતા. શ્રી. વિદ્યાભૂષણ તેમને ઇરાનીઓ માને છે. હોડસન સાહેબ તેમને શક માને છે ત્યારે ભગવાન બુદ્ધના એક અગ્ર શિષ્ય મોગ્ગલ્લાન તેમને એક સ્થળે 'વસિષ્ઠવંશજ' કહી ઉદ્બોધે છે. જે હો તે, તેઓ ગણાતા શુદ્ધ ક્ષત્રિયો જ. સુંદર વસ્ત્રો પહેરવાનો, અતિ વેગથી રથ દોડાવવાનો, યુદ્ધ કરવાનો અને વિલાસ

૧ દીઘનિકાયો.

ભોગવવાનો તેમને અત્યંત શોખ હતો. યુદ્ધક્ષેત્રમાં તેઓ અજિત મનાતા. નમવાનું તેઓ શીખ્યા જ ન હતા. તેમને જીતવા માટે માગધીઓને દોઢસો વર્ષ લડાઈઓ લડવી પડી અને અંતે અજાતશત્રુ, કૂટનીતિજ્ઞ સુનીત વસ્સકાર બ્રાહ્મણની સલાહથી તેમને પોતાના પક્ષમાં લાવવા સમર્થ થયો. મગધરાજવી અજાતશત્રુ લિચ્છવીઓનો ભાણેજ હતો એવો એક સ્થળે ઉલ્લેખ છે.

પ્રસ્તુત નવલકથા એક રીતે આ લિચ્છવીઓની કથા છે. તેમનું શૌર્ય અને તેમની નીડરતા, તેમનો જુસ્સો અને તેમનું અહંત્વ આ નવલકથાનાં પૃષ્ઠો પર આલેખવા મેં પ્રયત્ન કર્યો છે. એમ કહેવાતું કે વેદોમાં તેઓને શ્રદ્ધા ન હતી. બીજા શબ્દોમાં, બ્રાહ્મણોની ત્યાં જરાય કિંમત ન હતી. સ્વભાવે સ્વતંત્ર પ્રકૃતિના હોઈ અનેક ધર્મપ્રવર્તકો તેનો લાભ ઉઠાવવા પ્રયત્ન કરતા. લિચ્છવીઓ સર્વમાન્ય યક્ષો અને દેવદેવીઓના ચૈત્યોને પૂજતા. મરણ પછી, મનુષ્યના શબને તેઓ જંગલમાં ચોક્કસ સ્થળે પશુપક્ષીઓના ઉપભોગ માટે મૂકી આવતા. પ્રધાનતઃ યુદ્ધપ્રિય પ્રજા હોઈ સ્વદેશ માટે અને સ્વબાંધવ માટે પોતાની જાતની કુરબાની આપી દેવી એ એમને મન મુખ્ય ધર્મ હતો. ઘણા ઈર્ષાળુ પડોશીઓ તેમને અધર્મી લેખતા. વૈશાલીના સંથાગારમાં લિચ્છવી ગણતંત્રની પરિષદ રાજકીય અને સામાજિક શાસન નક્કી કરતી. કોઈ વાતનો, સંપૂર્ણ વાદવિવાદ પછી પણ અંત ન આવે તો પરાપૂર્વથી અતિ પૂજ્ય મનાતા પ્રવેણીપુસ્તક ( પવેણીપોત્થકમ્ )નો આધાર લઈ, તેની આજ્ઞાને સૌ વિનાવિરોધે અનુસરતા. એટલું જ નહિ, પ્રવેણીપુસ્તકથી ઠરાવેલા નિયમ વિરુદ્ધ શબ્દ પણ ઉચ્ચારવો તેમને મન મહાપાપ હતું. પરિષદમાં દરેક સભાસદ નિઃસંકોચ ટીકા કરી શકતો. પરંતુ બહુમતિથી કોઈ નિયમ પરિષદમાં સ્વીકારાયો કે પછી દરેક લિચ્છવી તેને પ્રાણને ભોગે અનુસરવા તૈયાર રહેતો. એક અવાજે બોલનાર અને એક

વિચારે વર્તનાર લિચ્છવીઓની શિસ્ત અને તેમનો સંપ સર્વ રાજ્યોને ચકિત કરી દેતાં હતાં.

લિચ્છવીઓમાં દુર્ગુણ હતો તો તે એક જ—તેમની અતિ-વિલાસપ્રિયતા. યુદ્ધમાં જેટલા તેઓ ક્રૂર ગણાતા તેટલા જ શારીરિક સુખભોગમાં તેઓ વિલાસી હતા. વૈશાલીની બહાર મહાઉદ્યાનમાં સંધ્યા પછી છેલછબીલા લિચ્છવીઓ નર્તિકાઓ અને ગણિકાઓ સાથે સ્વચ્છંદપણે વર્તતા. એક સ્ત્રી માટે મારવું—મરવું તેમને રમત વાત હતી. અન્ય દેશોમાં જણાતાં સામાજિક બંધનોમાં તેઓ માનતા નહોતા. તેમની સ્વતંત્ર પ્રકૃતિ રાજકીય હિત સિવાય કોઈ પણ બંધનમાં બંધાઈ રહેવા નહોતી ઇચ્છતી. એક ઝટકે તેઓ શત્રુનું માથું કાપી નાખતા. એટલી જ ત્વરાથી તેઓ બંધન તોડતા, અને એટલી જ ત્વરાથી પ્રેમ કરતા. ખરેખર, તેઓ દુર્દમ્ય અને દુર્જેય હતા.

અને આ જ લિચ્છવીઓએ જગતને અહિંસાનો ક્રાંતિકારી પુરુષ આપ્યો છે. જગતના એક મહાન ધર્મપ્રવર્તક શ્રી મહાવીર સ્વામી વૈશાલીના હતા.[1] ગુપ્તવંશના મગધેશ્વર ચંદ્રગુપ્ત અને કુમારદેવી બન્ને પાટલીપુત્રમાં સાથે રાજ કરતાં.[2] આ રાજારાણી પ્રાચીન ભારત વર્ષમાં અદ્વિતીય યુગલ છે. એ કુમારદેવી લિચ્છવીકન્યા હતી. લિચ્છવીઓએ તેમની એક રાજકન્યા ચેલણાને મગધરાજ બિંબિસાર શ્રેણીકને મહારાણીપદ માટે આપી હતી. અને એ જ લિચ્છવીઓએ પ્રખ્યાત નર્તિકા આમ્રપાલીને પણ આપી.

આમ્રપાલી વિષે અનેક વાતો પ્રચલિત છે. થેરી ગાથાનો[3] ટીકાકાર તેના એક પુનર્જન્મનું વિવેચન કરી કહે છે કે એક ભૂલને કારણે તે, વૈશાલી નગરીની બહાર, એક મોટા ઉદ્યાનમાં આમ્રવૃક્ષ

---

૧ કુંડગ્રામમાં જન્મ. વૈશાલીનું એક પરું. ૨ ક. મા. મુનશીકૃત ધ્રુવસ્વામિની દેવી, પ્રસ્તાવના. ૩ સુત્તપિટકમ.

નીચે સ્વયંભૂ પ્રગટ થઈ. એ ઉદ્યાનના માળીએ તેને ઉછેરી. આમ્રવૃક્ષ નીચેથી મળી એટલે તેનું નામ આમ્રપાલી પડ્યું. ઉમ્મર થતાં તે એટલી સુંદર બની કે અનેક લિચ્છવી રાજપુત્રો તેનો હાથ મેળવવા અને તેને માટે અંદર અંદર કપાઈ મરવા તૈયાર થયા. છેવટે નિર્ણય થયો કે તેણે નર્તિકા બનવું. દુલ્વના કથનાનુસાર જે યુવતી માટે પ્રચંડ વિખવાદ થાય એવી સર્વાંગ સુંદર સ્ત્રીને લિચ્છવીઓ પરણવા દેતા નહિ પરંતુ લોકરંજન માટે તેને અપરિણીત રહેવું પડતું. એટલે આમ્રપાલીને નર્તિકા બનવું પડ્યું. બહુ વર્ષો પછી પાલીના પુત્ર વિમલ થેરના ઉપદેશથી પાલીને જ્ઞાનપ્રાપ્તિ થઈ. તેણે સંસારનો ત્યાગ કર્યો અને ભગવાન બુદ્ધના શરણમાં ભિક્ષુસંઘની એક ઉત્તમ કોટીની થેરી બની.

મહાપરિનિબ્બાન સુત્તમાં[1] ઉલ્લેખ છે કે આમ્રપાલીએ ભગવાન બુદ્ધને તેમના સંઘ સાથે પોતાને ત્યાં ભોજન માટે આમંત્ર્યા. ભગવાન બુદ્ધે અન્ય આમંત્રણો પહેલાં આ નર્તિકાનું આમંત્રણ સ્વીકાર્યું. આમ્રપાલીએ, ત્યાર પછી એક વિહાર બંધાવી બૌદ્ધસંઘને ભેટ કર્યો. આ બે પ્રસંગોનો પાલીત્રિપિટકમાં એક કરતાં વધારે વાર ઉલ્લેખ થયો છે. આમ્રપાલીનો બીજો ઉલ્લેખ અવદાનકલ્પલતાના પાલ્યાવદાનમાં છે પરંતુ તે પુસ્તક પાલીભાષામાં નથી.

મૂળ બૌદ્ધ ધર્મનું સાહિત્ય પાલીત્રિપિટકમાં પરિપૂર્ણ થાય છે. પાલીત્રિપિટકમાં બૌદ્ધ ધર્મના ૨૯ આધારભૂત ગ્રંથો છે. એ ગ્રંથોને ત્રણ વિભાગમાં વહેંચી દીધા છે. પ્રત્યેક વિભાગને પિટક[2] કહે છે. એ ત્રણનાં નામ છે: વિનયપિટકમ્, સુત્તપિટકમ્ અને અભિધમ્મપિટકમ્[3]. પ્રસ્તુત નવલકથામાં આવતા સામાજિક, રાજકીય

---

૧ દીઘનિકાયો, મહાવંસ. ૨ છાબ.

૩ સમર્થ ટીકાકાર બુદ્ધઘોષ તેમની 'અટ્ઠસાલિની'માં આ ત્રણે પિટકોને અનુક્રમે 'આણા દેસના, વોહાર દેસના, પરમત્થ દેસના' તરીકે આલેખે છે: ભિક્ષુઓને આજ્ઞાનો ઉપદેશ, સંસારીઓને વ્યવહારનો ઉપદેશ અને સંસારત્યાગીઓને પરમાર્થ, નિર્વાણ અને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ.

અને ધાર્મિક પ્રસંગો આ ગ્રંથો પર આધાર રાખી વર્ણવ્યા છે—ખાસ કરી, સુત્તપિટકમ્ પર. પાત્રો, પાલી સાહિત્યમાં દેખાય છે તેવાં જ ચીતરવા પ્રયત્ન કર્યો છે. દૃષ્ટાંત તરીકે વિખ્યાત વિદ્વાન પ્રો. જેકોબીએ તેમનાં જૈનસૂત્રોની પ્રસ્તાવનામાં, સુત્તપિટકમ્‌ના મજ્ઝિમનિકાયો ગ્રંથમાં અને અન્ય પાલીગ્રંથોમાં આવતા 'નિગણ્ઠો નાટપુત્તો'ને મહાવીર સ્વામી તરીકે ઓળખાવવા દલીલો કરી છે. અને હાલના જૈનોના પુરોગામીઓ તત્સમયના નિર્ગ્રંથો છે એમ પ્રતિપાદન કરવા પ્રયત્ન કર્યો છે. પરંતુ મેં નિર્ગ્રંથોને નિર્ગ્રંથો તરીકે જ વર્ણવ્યા છે, જૈન તરીકે નહિ.

આ નવલકથામાં ઐતિહાસિક પ્રસંગો, ઉપર જણાવ્યા પ્રમાણે બહુ જ ઓછા છે. આમ્રપાલી, વિમલ, બિંબિસાર, પાટિકપુત્ર ઐતિહાસિક પાત્રો છે. પાલીસાહિત્યમાં ન આવેલા, પરંતુ નવલકથાની બાંધણી માટે જેની અનિવાર્ય આવશ્યકતા છે એવા પ્રસંગો, અન્ય આધારો પરથી રચેલા છે. ઘણાં પાત્રો મારી કલ્પનાનાં છે પરંતુ તેમના આચાર વિચારનું ઘડતર આધારભૂત ગ્રંથોમાં મળેલા તત્સમયનાં સમાજ અને રાજનીતિ અનુસાર જ છે.

ઐતિહાસિક નવલકથા એ પ્રધાનતઃ ઇતિહાસ હોઈ શકે કે ઇતિહાસની ભૂમિ પર રચેલી કલ્પનાઇમારત એ હું નથી જાણતો. પરંતુ આ પુસ્તક લખવામાં મારો ઉદ્દેશ ઇતિહાસદર્શન કરાવવા કરતાં ઇ. સ. પૂર્વે છઠ્ઠા–સાતમા શતકનાં સમાજ અને મનુષ્યોનું દર્શન કરાવવાનો વિશેષ છે.

મૂળ આધાર મેં પાલીભાષાના ગ્રંથો પર જ રાખ્યો છે. પરંતુ સાથે સાથે અન્ય ગ્રંથોની પણ સહાય લીધી છે જેની યાદી અન્યત્ર આપી છે. પાત્રોનાં નામો, શક્ય તેટલાં પાલીભાષામાં જ રાખ્યાં છે.

મેં જણાવ્યું તેમ, નવલકથા લખવાનો આ મારો પ્રથમ પ્રયાસ

છે. મારું મૂળ ધ્યેય વિચારણાનું અને મનનીય પ્રસંગોને ઐતિહાસિક પાત્રો દ્વારા રજૂ કરવાનું હોઈ, આ પ્રયાસ પ્રોત્સાહનને યોગ્ય થશે તો આ લેખના પ્રારંભમાં જણાવેલાં નાટકો અને મૂળ પાલીગ્રંથોને ગુજરાતી સાહિત્યરસિકોની સેવામાં મૂકવા મારાથી બનતું કરીશ. અને એને હું મારું અહોભાગ્ય માનીશ.

શ્રી. કનૈયાલાલ મા. મુનશીએ આ પુસ્તકના ફર્મા વાંચી જઈને આ પુસ્તકને જે ઉત્સાહભર્યો આવકાર આપ્યો છે તે બદલ તેઓશ્રીનો હું અત્યંત આભારી છું.

આ પુસ્તક માટેનાં કેટલાંક અપ્રાપ્ય આધારભૂત પુસ્તકો, મુંબઈના પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમના વિદ્વાન ક્યુરેટર શ્રી રણછોડલાલ ધ. જ્ઞાનીએ મેળવી આપ્યાં છે, તેમ જ આ પુસ્તક માટે પ્રાક્કથન લખી આપ્યું છે તે માટે હું તેમનો ઋણી છું.

મુંબઈ, ૨૫-૪-૪૩ — રામચંદ્ર ઠાકુર

તા. ક. પૃષ્ઠ ૨૭ (ભાગ પહેલો) પર એક ભૂલ થઈ ગઈ છે. બિંબિસાર સંમુખ નૃત્ય કરનાર ખેમી તે બૌદ્ધ ભિક્ષુણી સંઘમાં પ્રવેશ પામી અરહત્વ પ્રાપ્ત કરનાર 'થેરી ગાથા'વાળી થેરી નહિ. તેમ જ ભાગ ૨જાનાં ૧૬મા પૃષ્ઠ પરની છાપભૂલ સુધારી લેશો. 'પિંડવાત' અને 'અવર' નહિ પરંતુ પિંડપાત અને ચિવર.

૨૪૧૭૬

# પ્રાક્કથન

ઇતિહાસ એટલે ભૂતકાળનાં સંસ્મરણો. એ સંસ્મરણોના જ્ઞાનદ્વારા પ્રાપ્ત થતા અનુભવ અને બોધપાઠને પ્રતાપે ભૂત અને ભવિષ્યનું વર્તમાનને તીરે સંકલન થાય છે, તેમ જ પ્રજાઓના ભાવિ ઘડાય છે. જે પ્રજાઓએ પોતાના પૂર્વજોના ઇતિહાસના જ્ઞાનને જાળવી રાખી સ્વદેશહિત માટે ગૌરવસહ પ્રયાસ આદર્યા છે, તેમનાં નામો અને સાંસ્કૃતિક વિકાસનો સૂર્ય અદ્યપિ ભૂમંડળ પર ઝળહળે છે. જ્યારે ઇતિહાસની ઉપેક્ષા કરી માત્ર પોતાની ભૌતિક આવશ્યકતાઓને પોષવા અને વિલાસભોગમાં જ આનંદ માણનારી પ્રજાઓનાં નામ ક્યારનાયે કાલના ગર્ભમાં વિલીન થઈ ગયા અને આજે એ પ્રજાઓ નષ્ટ થઈ ગઈ છે. આ ઉપરથી સ્વદેશના ઇતિહાસ અને પૂર્વજોના ગૌરવના જ્ઞાનની તથા તે માટેના સ્વાભિમાનની પ્રત્યેક દેશની પ્રજા માટે આવશ્યકતા સિદ્ધ થાય છે.

વિદેશીય વિદ્વાનો તથા પાશ્ચાત્ય રંગે રંગાયેલા આપણા શિક્ષિતો ભલે માને અને લખે કે ભારતવર્ષમાં ઇતિહાસાલેખનની પ્રથા ન હતી, પરંતુ વસ્તુતઃ આપણું પ્રાચીન સામાજિક, ધાર્મિક તેમ જ રાજનૈતિક સાહિત્ય ઐતિહાસિક જ્ઞાનથી ઓતપ્રોત છે. અલબત્ત, એ જગજૂના ઇતિહાસ પર કાળને પ્રભાવે પૌરાણિક કલ્પનાઓ, અતિશયોક્તિઓ અને દંતકથાઓના ગાઢ આવરણો છવાયેલાં છે. એ આવરણોને વીંધી પ્રાચીન સાહિત્યના ગર્ભમાં રહેલા ઐતિહાસિક જ્ઞાન, સંસ્કૃતિનાં દર્શન અને પૂર્વજોના ગૌરવ તથા એમાંથી ઉદ્ભવતી જાતિકુલાભિમાનની ભાવનાઓને લીધે જ આપણી પ્રજા, કવિશ્રી નાનાલાલના શબ્દોમાં, સૈકે સૈકે ધવાઈ છે અને લુંટાઈ છે, છતાં સદાની ચેતનવંતી, સમૃદ્ધ તથા સજીવ રહી છે.

પ્રસ્તુત નવલકથામાં શ્રી. રામચંદ્ર ઠાકુરે બૌદ્ધકાલીન અર્થાત્

ઇ. સ. પૂર્વે છઠ્ઠી સદીની ભારતીય પ્રજાનું ચિત્રાલેખન કરવાનો સુંદર અને સ્તુત્ય પ્રયાસ કર્યો છે. રસપ્રદ રીતે વાસ્તવિક ઇતિહાસનું દર્શન કરાવવાનો એ વાંછનીય માર્ગ છે. સન સંવતની અગર સાધારણ ઘટનાઓની આંટીઘૂંટીમાં ગુંચવાયા વિના અમુક સમયની પ્રજાની સંસ્કૃતિનું ચિત્ર જેટલા વિસ્તારથી દોરી શકાય એટલે અંશે એની સફળતા સધાય છે. આમ્રપાલીના આપણા લેખકે પાલીભાષામાં આલેખાયેલા લિચ્છવીઓ અને વજ્જીઓના ઇતિહાસ સાથે એમની રહેણીકરણી અને વિચારસરણી તથા એમના ગુણદોષોનું સફળ આલેખન કર્યું છે. બૌદ્ધકાલીન સાહિત્ય પ્રાયઃ પાલી ભાષામાં જ છે. એ ભાષાસાહિત્ય પરના પ્રભુત્વ અને ઊંડા તથા વિવેચનાત્મક અભ્યાસનું જ આ સુપરિણામ છે. શ્રી. રામચંદ્ર ઠાકુરે આમ્રપાલીમાં જે દૃષ્ટિબિંદુ રાખ્યું છે અને જે સ્થળ અને સમયનું ચિત્ર દોર્યું છે તેનું સંક્ષિપ્ત વિવેચન એમણે આમુખમાં કર્યું છે. એમાં નવલકથા માટે અનુપયુક્ત એવું પુસ્તકનું સંક્ષિપ્ત વૃત્તાંત પણ સમાઇ જાય છે. એમાંથી એટલું સ્પષ્ટ સમજાય છે કે એમણે જે કંઇ લખ્યું છે તેમાં માત્ર ગુજરાતી સાહિત્યમાં એક નવલકથાનો વધારો કરી વાચકોનું મનોરંજન કરવાનો જ ઉદ્દેશ નથી; પરંતુ પ્રસ્તુત પુસ્તક પાલી સાહિત્યના ગવેષણાપૂર્ણ અભ્યાસના ફળરૂપ ઇતિહાસજ્ઞોના ઉપયોગાર્થે ગુજરાતી ભાષામાં અર્પણ કરવાનો ઉચ્ચ ઉદ્દેશ એમણે રાખ્યો છે. કેટલીક શંકાસ્પદ વસ્તુઓ વિષે એમણે પોતાનો નિર્ણય આગામી પૃષ્ઠોમાં રજૂ કરી સ્વતંત્ર વિચારસરણીનો પરિચય આપ્યો છે.

પ્રાગૈતિહાસિક કાળમાં પત્રાલેખન કે પુસ્તકાલેખન માટે કોઇ વસ્તુનો ઉપયોગ થતો હશે કે કેમ એ શંકાનો ઉત્તર એમણે આમાં આપી દીધો છે. પ્રવેણીપુસ્તક જેવા ન્યાય, ધર્મ અને નીતિના નિયમોનું આલેખન તાડપત્ર પર થયેલું હતું અને પત્રાલેખન માટે ભૂર્જપત્રનો ઉપયોગ થતો એ એમણે સ્પષ્ટ કરી દીધું છે. ધાર્મિક અને સામાજિક રૂઢિઓ તથા માન્યતાઓનું દિગ્દર્શન પણ કરાવી

દીધું છે. વીસમી સદીના ઉન્નત સમયમાં જેમ સભાઓ સંસ્થાઓ અને સભાભવનો( સંથાગાર )નું અસ્તિત્વ તેમ જ નિયમ તથા શિસ્તપાલનની પ્રથાઓ છે તેવી વસ્તુઓથી પ્રાચીન કાળમાં આજથી અઢી હજાર વર્ષ પર અસ્તિત્વ ધરાવતી ભારતની પ્રજા અજ્ઞાન ન હતી, એ વસ્તુ બતાવી આધુનિક ઇતિહાસ લેખકો દ્વારા આપણા પૂર્વજો પર અજ્ઞાન અને અસભ્યતાના થતાં આરોપણનું પણ પોતાની લાક્ષણિક શૈલીમાં વિનયપૂર્વક ખંડન કરી દીધું છે.

ભૌગોલિક દૃષ્ટિએ જંબુદ્વીપની સીમાનો નિર્ણય તેમ જ ઐતિહાસિક દૃષ્ટિએ ચતુર્થવેદ અર્થાત્ અથર્વવેદના કાળનિર્ણય વિષે એમની માન્યતા વિવાદાસ્પદ છે. તે જ પ્રમાણે પ્રસ્તુત પુસ્તકમાં આલેખાયેલી સમસ્ત બિનાઓ સાથે તેમ જ આમુખમાં ચર્ચાયેલા કેટલાક મુદ્દાઓ સાથે સર્વથા સહમત ન હોવા છતાં મને એટલું તો ચોક્કસ લાગે છે કે શ્રી. ઠાકુરનો આ પ્રથમ પ્રયાસ એટલો અભ્યાસ-પૂર્ણ અને સફળ છે કે એમાંથી ઇતિહાસ પ્રત્યે સૂગ ધરાવતા વાચકોને પણ પરાણે પ્રાચીન સંસ્કૃતિનું ભાન થયા વિના નહિ રહે. હું ઇચ્છું છું કે ભવિષ્યમાં તેઓ એવી જ રીતે પોતાના અભ્યાસના ફળરૂપ અન્ય પુસ્તકો પ્રકાશિત કરી ગુજરાતી પ્રજા અને સાહિત્યની વધુ સેવા બજાવે.

ધી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ
મુંબઈ ૨૦ : ૪ : '૪૩

રણછોડલાલ ઘ. જ્ઞાની

# આધારભૂત પુસ્તકોની સૂચી

●


## પાલી

| | | |
|---|---|---|
| ૧ | તિપિટકાનિ | (ત્રિપિટક) |
| ૨ | અટ્ઠસાલિની | (બુદ્ધઘોસ) |
| ૩ | ધમ્મપદ અટ્ઠકથા | |
| ૪ | મહાવંસ | (સિંગાલી) |

## સંસ્કૃત

| | | |
|---|---|---|
| ૧ | અવદાન કલ્પલતા | (ક્ષેમેન્દ્ર કૃત) |
| ૨ | દિવ્યાવદાન | |
| ૩ | અવદાન શતક | |

## ગુજરાતી

| | | |
|---|---|---|
| ૧ | ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિંદુસ્તાન | |
| ૨ | સેણિય બિમ્બિસાર | (જૈન કાર્યાલય, સુશીલ કૃત) |

## હિંદી

| | | |
|---|---|---|
| ૧ | અમ્બપાલી | રામરતન ભટનાગર–'હસરત', એમ. એ. |
| ૨ | અજાતશત્રુ | જયશંકર પ્રસાદજી |
| ૩ | બૌદ્ધકાલીન ભારત | જનાર્દન ભટ્ટ બી. એ. |
| ૪ | પ્રાચીન ભારત | હરિમંગલ મિશ્ર, એમ. એ. |
| ૫ | ભારતકે પ્રાચીન રાજવંશ | વિશ્વેશ્વરનાથ રેઉ |
| ૬ | પ્રાચીન ભારત | ગંગાપ્રસાદ મહેતા, એમ. એ. |
| ૭ | મગધકા પ્રાચીન ઇતિહાસ | રામશરણ ઉપાધ્યાય |

## અંગ્રેજી

| | | |
|---|---|---|
| ૧ | બુદ્ધિસ્ટ ઇન્ડિયા | શ્રી ટી. ડબ્લ્યુ. રિસડેવિડ્ઝ |
| ૨ | બુદ્ધિઝમ | ” |
| ૩ | બુદ્ધિસ્ટ સૂત્રાઝ | ” |
| ૪ | સામ્સ ઓફ સિસ્ટર્સ | શ્રીમતી રિસડેવિડ્ઝ |
| ૫ | જાતકાઝ | રોબર્ટ ચામર્સ |
| ૬ | પાલી લિટરેચર ઓફ બર્મા | એમ. એચ. બોડ |
| ૭ | એ હિસ્ટરી ઓફ સિવિલિઝેશન ઇન એન્શ્યન્ટ ઇન્ડિયા | આર. સી. દત્ત |
| ૮ | અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા | એ. વિન્સેન્ટ સ્મિથ |
| ૯ | એન્શ્યન્ટ ઇન્ડિયા | વિલિયમ રોબર્ટ્સન |
| ૧૦ | જૈન સૂત્રાઝ | હરમેન જેકોબી |
| ૧૧ | એ મેન્યુઅલ ઓફ ઇન્ડિયન બુદ્ધિઝમ | એચ. કર્ન |
| ૧૨ | એન્શ્યન્ટ ઇન્ડિયા | એસ. કે. આયંગર |
| ૧૩ | વીમેન ઇન બુદ્ધિસ્ટ લિટરેચર | ડૉ. બિમલચરન લૉ. |
| ૧૪ | જયોગ્રોફી ઓફ અર્લી બુદ્ધિઝમ | ” |
| ૧૫ | સમ ક્ષત્રિય ટ્રાઇબ્ઝ ઓફ એન્શ્યન્ટ ઇન્ડિયા | ” |
| ૧૬ | રાજગૃહ ઇન એન્શ્યન્ટ લિટરેચર | ” |
| ૧૭ | બુદ્ધિઝમ, પ્રિમિટિવ એન્ડ પ્રેઝન્ટ, ઇન મગધ એન્ડ સિલોન | આર. કોપ્લિસ્ટન |
| ૧૮ | બુદ્ધ એન્ડ ધ ગોસ્પેલ ઓફ બુદ્ધ | એ. કે. કુમાર સ્વામી |
| ૧૯ | લિટરરી હિસ્ટરી ઓફ સંસ્કૃત બુદ્ધિઝમ | કે. નરીમાન |
| ૨૦ | બુદ્ધ | ઓલ્ડનબર્ગ |
| ૨૧ | પાલી એન્ડ સંસ્કૃત | આર. ઓ. ફ્રેન્ક |



# આ મ્ર પા લી

•

ભાગ પહેલો







नमो तस्स अरहतो भगवतो सम्मासम्बुद्धस्स ।

[ ૧ ]

'ચિરંજીવ, તું શા માટે જીવે છે?'

'મારી પત્નીને વિધવા જોવા નથી ઇચ્છતો માટે.'

'તને જીવવાનો કોઈ અધિકાર નથી.'

'કેમ?'

'તું જુવાન છે, પણ જુવાનનો પ્રાણ તારામાં નથી.'

'ખરેખર?'

'હા, તું વીર છે, પરંતુ નિર્માલ્ય છે. તું...તું મનુષ્ય છે પણ પત્થર છે—પત્થર!'

'વાહ! વાહ! વાહ! આ સુંદર પ્રશંસા માટે અભિનંદન. પણ કૃપા કરી એટલું સમજાવશો સુધીર, કે મનુષ્ય હોવા છતાં, પત્થર અને મારી વચ્ચે કશો ભેદ કેમ નથી?' મસ્તક જરા નીચે નમાવી મોહક ચિરંજીવે ગુસ્સે થયેલા સુધીરને, એ ખાસ ઉશ્કેરાય તેવી રીતે કહ્યું.

સુધીરનું લોહી ઊકળી ઊઠ્યું. તેને થયું કે નીચે નમેલા ચિરંજીવનું માથું જ વાઢી નાખું, પછી ભલે પોતાના પરમ મિત્રને મારી નાખવા માટે 'પ્રવેણી પુસ્તક' જે શિક્ષા ફરમાવે તે સ્વીકારવી અને નરક નક્કી કરે તે, મરણ પછી, ભોગવવા તૈયાર થવું. પરંતુ તેણે

ક્રોધને રોક્યો. કારણ ક્રોધને રોક્યા સિવાય બીજો કોઈ રસ્તો ન હતો. એ બોલ્યો:

'ચિરંજીવ, તું પત્થર નથી, માટીનું ઢેફું છે, સમજ્યો ઢેફું! તારા પર જરાય વિશ્વાસ ન રાખી શકાય. તું મારો મિત્ર નથી. તું મા...'

'સુધીર!' ચિરંજીવે માથુ ઊંચું કરી વચમાં જ બોલવાનું શરૂ કર્યું. 'તું કહે તેને મારી નાખવા તૈયાર છું, હું પોતે મરી જવા તૈયાર છું; પરંતુ તું એક છોકરીને જોવા, પરગામમાં, એક પારકાના ઘરમાં પેસે, ને હું તારી રાહ જોતો ઘર બહાર ફાંફાં મારું એ મારાથી નહીં બને...નહીં બને.'

'ચિરંજીવ', એકાએક સુધીર ચિરંજીવ પાસે ધસી આવ્યો, ને વિરોધ દર્શાવતો બોલી ઊઠ્યો:

'ચિરંજીવ, એને છોકરી ન કહે. આમ્રપાલી છોકરી નથી. યુવતી છે; સમજ્યો, યુવતી.'

'હા, હા, બાપા, યુવતી છે. સુંદર યુવતી છે. અદ્દભુત યુવતી છે. અપ્સરા છે. કિન્નરી છે. આપણા ગામથી નીકળી અહીં વૈશાલી નગર આવતા સુધીમાં બે પ્રહર સુધી એને માટે તું જે કંઈ બબડ્યો છે એ બધુંય એ યુવતી છે; પરંતુ તેથી હું સંથાગાર*માં જવાનું છોડી તારો પહેરો ભરવા ઊભો રહું? હું એટલો અધમ નથી. જો, આમ્રપાલી સાથે તારે પ્રેમ કરવો હોય તો કર. તેના ઘરમાં જ આત્મહત્યા કરવી હોય તો પણ ખુશીથી કર. મને વાંધો નથી. પરંતુ હું લિચ્છવી છું. ક્ષત્રિય છું. અને તારી આમ્રપાલી સાથેની પ્રેમખટપટમાં હું પડી શકું તેમ નથી. એટલે મારે સંથાગારમાં હાજર રહેવું જ જોઇએ. ત્રણ મહિને ભાગ્યે જ એક બે

* નાગરિકોને ચર્ચા કરવાનું સ્થળ: હાલના ટાઉનહૉલ જેવું.

વાર એકઠા થતા લિચ્છવી રાજાઓની શૌર્યપ્રેરક સભા છોડી અહીંયાં તારો દ્વારપાલ બનું? જી, નહીં.'

પ્રેમમાં પડેલો માણસ જેટલો અજબ છે તેટલો પ્રેમ પોતે અજબ નથી. ઉશ્કેરાયેલો સુધીર, એકાએક ગળગળો થઈ ગયો, ને સમજાવવા મંડ્યો: 'ચિરંજીવ, પ્રિય મિત્ર, એમ ન બોલ. મને બહુ સમય નહિ થાય. ભગવાન બુદ્ધનું તું સો વાર નામ લે, એટલામાં હું આવી પહોંચ્યું છું.'

'હજી મેં શાક્યપુત્ર ગૌતમનો ધર્મ સ્વીકાર્યો નથી.' ડાવકું મોઢું રાખી ચિરંજીવે સુણાવી દીધું. સુધીર ન સમજ્યો, ને બોલ્યો: 'મારું મન ઠેકાણે નથી અને તને મસ્તી સૂઝી છે, ચિરંજીવ! પ્રાસાદમાં જઈ હું તરત જ તીર ફેંકીશ એટલે સમજી લેજે કે કામ સફળ થયું છે. અહીં, તારા પગ આગળ તીર આવશે. તને ખબર છે ને ધનુર્વિદ્યામાં હજુ તેં મને આંટ્યો નથી? બોલ, ચિરંજીવ, હા કહે. હા કહે માત્ર; નહીં તો મારી બધી મહેનત ધૂળમાં મળી જશે. પછી, જલદીથી, સવેળા આપણે સંથાગારમાં પહોંચી જઈશું.'

'પણ—'

'બસ.' તેનું મોઢું બંધ કરી દેતાં સુધીર બોલ્યો.

'આમ્રપાલીને તેં જોઈ નથી એટલે ગલ્લાં કરે છે પણ એક વખત તું એને જુએ—'

'—તો? એને તેં ક્યારે જોઈ? પાંચ વર્ષ પહેલાં ને? એ વખતે તારી ઉમર યુવતીઓનાં સૌંદર્ય નીરખવાની ઉમર ન હતી. હું તારી સાથે જ હતો. મેં આમ્રપાલીને નથી જોઈ; તેં પણ નથી જોઈ. મૂરખ! તારા જેવા કેટકેટલા જુવાનો પાલીને જોયા વિના તેના પ્રેમમાં પડેલા છે એ તું જાણે છે? તું કંઈ અવનવું નથી કરી રહ્યો.'

'ચિરંજીવ, તું પરણેલો છે. મારી સ્થિતિ તું નહીં સમજે.'

'બરાબર છે. પરણેલા થોડા જુવાન હોય છે! પરંતુ એટલું તે દીવા જેવું જોઉં છું અને સમજુ છું કે તું મૂર્ખ છે.'

સુધીર મોઢું ફાડી ચિરંજીવ તરફ જોઈ રહ્યો. એક પળ કોઈ ન બોલ્યું. ચિરંજીવના મોઢા પર એકાએક કૃત્રિમ ગુસ્સો અને મસ્તી જણાયાં. તે તડૂકી ઊઠ્યો: 'મૂર્ખ છે! અરે પ્રેમમાં પડેલો જુવાન આમ વાતોમાં વેળા ગુમાવતો હશે? લિચ્છવીનો પુત્ર! નંદીગ્રામનો જુવાન! ચિરંજીવનો મિત્ર! અરે, આગળ વધ! દોડ! ધસ! નહિ તો વૈશાલી ગામનો જ કોઈ જુવાન ભાગ્યશાળી બની જશે—'

ચિરંજીવ વાક્ય પૂરું કરે તે પહેલાં તો સુધીર, વૈશાલીના વૈભવશાલી મહારાજા મહાનામના પ્રાસાદમાં અદૃશ્ય થઈ ગયો. ચિરંજીવ મોઢા પર સહેજ મુસ્કરાટ લાવી પોતાના ઉત્તરીયથી કપાળ પરનો પરસેવો લૂછવા મંડ્યો.

સુધીર અને ચિરંજીવ બન્ને જુવાન હતા. જુવાનીનો ઓપ એમના અંગેઅંગ પર હતો. લિચ્છવીઓનું સ્વચ્છ લોહી એમની નસેનસમાં થનગનતું હતું. વૈશાલીથી થોડેક દૂર આવેલા એક ગામમાંથી તેઓ હમણાં જ વૈશાલી આવી પહોંચ્યા હતા.

પચીસસો વર્ષ પૂર્વેના હિંદુસ્તાનમાં—જંબુદ્વીપમાં, લિચ્છવીનું નામ લેતાં, દરેક જુવાન ક્ષત્રિય કોઈ વિચિત્ર લાગણી અનુભવતો.

મહાપ્રતાપી લિચ્છવીઓની કથા એટલે સ્વતંત્ર પ્રજાની કથા—સ્વાતંત્ર્યની કથા. પરંતુ તેથીય વિશેષ, એકતાની કથા. કહેવાતું કે હિમાલયને તોડવો સહેલો છે પરંતુ લિચ્છવીઓની કતારોમાં ભંગાણ પાડવું અશક્ય છે. લોકો માનતા કે લિચ્છવીઓ અજેય છે. ભગવાન બુદ્ધે પણ એક પ્રસંગે ભાખેલું કે જ્યાં સુધી લિચ્છવીઓમાં સંપ છે, એકતા છે અને રાગદ્વેષ નથી ત્યાં સુધી કોઈ તેમને જીતી શકશે નહિ.

આવા બહાદુર હતા એ લિચ્છવીઓ; રણબંકા ને અજિત નીડર ને સ્વાતંત્ર્યપ્રેમી.

લિચ્છવીઓનું રાજ્ય જ જુદું હતું. લિચ્છવીઓ કહેવાતા તો ક્ષત્રિય; તેમણે પોતાના સંબંધો પણ અન્ય ક્ષત્રિય વંશો સાથે બાંધ્યા હતા, પરંતુ રીતરિવાજો તો તેમના પૂર્વજોના જ પકડી રહ્યા હતા. તેમના પર કોઈ સમ્રાટનું શાસન ન હતું. ગુલામીને તેઓ ઓળખતા નહીં. યુદ્ધમાં ખપી જવામાં જ પ્રત્યેક લિચ્છવી પોતાના જીવનનું સાર્થક્ય સમજતો. તેઓ જ્યાં જતા ત્યાં જીતતા. જ્યાં હારતા ત્યાં ખપી જતા. મગધ, કોશલ, શાક્ય, કાશી—બધાં રાજ્યોનાં તેજ લિચ્છવીઓ આગળ ઝાંખાં પડી ગયાં હતાં. લિચ્છવીનું તીર અને લિચ્છવીનો પ્રેમ અચૂક ગણાતાં.

નાની નાની જાગીરોના ધણી પોતાને રાજા કહેવડાવતા. આવા રાજા, ઉપરાજા અને મહારાજાઓ વર્ષમાં અમુક દિવસોએ અને ખાસ જરૂર પડે તો ગમે ત્યારે, રાજધાની વૈશાલીમાં એકઠા થતા. શહેરના મુખ્ય સભામંડપ—સંથાગારમાં—તેઓ બેસતા. સામાજિક, રાજકીય અને અન્ય વિષયો જે સમસ્ત લિચ્છવી સમાજને અથવા દેશને અસર કરતા હોય તેની તેઓ ચર્ચા કરતા. દરેક છૂટથી બોલી શકતો; વખત આવ્યે લઢી શકતો. વિવાદ ઉગ્ર સ્વરૂપ પકડે, અને કોઈ રસ્તો ન જડે તો લિચ્છવીઓને મન બહુ પવિત્ર અને અમૂલ્ય એવા 'પ્રવેણી પુસ્તક' પર આધાર રખાતો; અને તેમાંથી જે રસ્તો નીકળતો તે આખરી નિર્ણય મનાતો. 'પ્રવેણી પુસ્તક'ના આધાર પર સંથાગારમાં એક વખત નિર્ણય થઈ ગયા પછી કોઈ તેનો વિરોધ કરી શકતું નહિ, કારણ તે દેશદ્રોહ અને પાપ ગણાતાં. તે વખતે સાચો ને આદર્શ પ્રજાવાદ જીવતો હતો. હિમાલયની લગભગ ગોદમાં આવેલો લિચ્છવીઓનો એ પ્રદેશ, તેથી સારાય દ્વીપમાં અનુપમ હતો.

લિચ્છવીઓ વેદોને પ્રમાણરૂપ લેખતા નહીં. બ્રાહ્મણોને તેઓ

દીઠો ન મૂકતા; કારણ નિરર્થક ભોજન, ધનવ્યય અને નિર્માલ્યતા તેમને પસંદ ન હતાં. તેઓમાં ચાર વર્ણોનો ભેદભાવ ન હતો. દરેકને સ્વતંત્ર રીતે રહેવાની, બોલવાની અને જીવવાની છૂટ હતી, અને તેથી અન્ય રાષ્ટ્રો સાથે સંપૂર્ણ સંપર્ક છતાં, તેમના રીતરિવાજો અનુસરવા છતાં, પોતાને ક્ષત્રિયો અને ભારતીય કહેવડાવવા છતાં, તેઓએ પોતાના પૂર્વજોનો જુસ્સો અને રિવાજ ચાલુ રાખ્યા હતા અને તેથી જ તેઓ બધા કરતાં જુદા પડી ગયા હતા.

સુધીરનું વચન સાચું પડયું. હજુ તો ચિરંજીવનો શ્વાસ ધીમો પડે એટલામાં તો આમ્રપાલીના એ પરમ પ્રેમી સુધીરનું તીર ચિરંજીવના પગ આગળ આવેલા એક નાનકડા ગુલાબના છોડમાં પેસી ગયું. ચિરંજીવે ખુશ થઈ પાછળ જોયું તો તરત જ બીજાં તીરો પણ આવી પડયાં. તેની પૂઠે ધનુષ્ય આવ્યું અને ધનુષ્ય પૂઠે બાણોનું ભાથું આવી પડયું. તરત તેની પાછળ સુધીરનો મુકુટ આવી પડયો અને એ મુકુટનો સાથ છોડવા ઇચ્છા ન હોય તેવી ઝડપે સુધીરનું આખું અંગ ચિરંજીવના પગ આગળ પછડાઈ પડયું.

ચિરંજીવ આંખ ફાડીને જોઈ રહ્યો. એક બહુ જ સશક્ત માણસ, હાથ ચોળતો, દાંતિયાં કરતો દૂર ઊભો હતો. ચિરંજીવે પોતાના પગમાં આળોટતા સુધીર તરફ જોયું. અપમાનિત સુધીર જરૂર પાછો પ્રાસાદ તરફ ખસી જાત, પરંતુ પોતાના મિત્રની વીરતાને ફરીથી ધૂળમાં રગદોળાતી જોવા ચિરંજીવ ઇચ્છતો ન હતો. તેણે દૂર ઊભેલા રાક્ષસી દાસનું બળ એક પળમાં માપી લીધું અને વધુ વિલંબ કર્યા વિના, સુધીરને તેના મુકુટ અને ધનુષ્યબાણ સહિત ત્યાંથી બહાર ખેંચી ગયો. સારું હતું કે ચિરંજીવ શારીરિક શક્તિ અને ડહાપણમાં સુધીરથી અધિકતર હતો. નહીં તો—

'નહીં તો શું કરત?' ચિરંજીવે સુધીરને મહામુસીબતે રથમાં

નાખી, સંથાગાર તરફ રથને દોડાવતાં કહેવા માંડયું.

'શું કરત?' સુધીરે તીરને સંભાળતાં ગુસ્સાથી કહ્યું.

'હા, હા, શું કરત? ગાંધારનો પહાડી શરીરવાળો એ દ્વારપાલ તને છાતીસરસો દાબી રોટલો કરી નાખત; આમ્રપાલીને જોયા વિના, આમ્રપાલીનો એક અતિ વિનમ્ર પ્રેમી, આમ્રપાલીના જ દાસને હાથે કચડાઈ મરે તે જોવાની મારી જરાય ઇચ્છા ન હતી.'

'અરે, તીર મારી પાસે જ પડયાં હતાં. એ પાસે આવત તે પહેલાં તો હું તેને તેના પિતૃઓ પાસે સ્વર્ગમાં પહોંચાડી દેત.'

'ફરી પાછી ભૂલ, સુધીર! ધાર કે તું એને મારી નાખત તો પછી આમ્રપાલીના પિતા મહાનામ, ને લિચ્છવીઓના અગ્રેસરો 'પ્રવેણી પુસ્તક' લઈને બેસત. સંથાગારમાં તને ઘસડી લાવવામાં આવત. અનેક શૂરવીરોની વચમાં, પ્રેમ કરવા જતાં ચોરીનું આળ તારે શિરે મુકાત. લોકો હસવા માંડત. એક દાસને મારી નાખવાની કાયરતા તારે નામે ચડત, અને લિચ્છવીઓનો એક ભડવીર જુવાન, એક પણ યુદ્ધમાં લડ્યા વિના, એક પણ સ્ત્રીનો પ્રેમ મેળવ્યા વિના, દેશહિતનું એક પણ કાર્ય કર્યા વિના કાયરને મોતે મરી જાત. એટલું જ નહીં પણ આપણા ગામના લિચ્છવી જુવાનોની બુદ્ધિ ને શક્તિ પર જ કલંક લાગી જાત. એટલે, એક મિત્ર તરીકે, તને આવા પાપમાંથી બચાવવો એ મારો ધર્મ હતો.'

સુધીર ન છૂટકે હસી પડ્યો ને બોલ્યોઃ 'બોલવામાં હું હમેશાં તારાથી હારવાનો!'

'હત તારી! પણ ધાર કે એ છોકરી મળી હોત—નહિ, નહિ, એ યુવતી મળી હોત તો તું શું કરત, સુધીર?'

'આમ્રપાલી હતી જ ક્યાં !' કંઈક નિરાશ થઈ સુધીર બોલ્યો. 'તે તો તેને ગામ–નંદીગ્રામ ગઈ છે.'

ચિરંજીવ સુધીરની નિરાશા પામી ગયો. તેના મોઢા પર સ્મિત ફરક્યું. તરત ચાબૂકનો અવાજ સંભળાયો. ઘોડાઓ ઊછળ્યા, અને રથની ગતિ વધી. સુધીરે ચમકીને ચિરંજીવ તરફ જોયું.

'કેમ, શું કરે છે, ચિરંજીવ ?'

'નંદીગ્રામ જવું છે !' ચિરંજીવે જોયા વિના કહ્યું.

'સંથાગારની સભા પૂરી થાય તે પહેલાં મારે તો અહીં પાછા આવી જ જવું જોઈએ.'



[૨]

'લિચ્છવીઓ !'

રણગર્જનાસમો, વાયુમાં કંપ ભરતો અવાજ દરેકને કાને પડ્યો અને લિચ્છવીઓથી ઊભરાતા વૈશાલીના સંથાગારમાં શબ્દોના અને હથિયારોના એક ક્ષણના ફડફડાટ પછી નિઃશબ્દ શાંતિ પ્રસરી રહી. સભામાં બેઠેલા પ્રત્યેક રાજા ઉપરાજાની નજર, વયમાં અને ગુણમાં સૌથી વિશેષ એવા પ્રતિભાસંપન્ન લિચ્છવી ગણનાયક મહાનામ તરફ મંડાઈ. સિંહની એક ગર્જના વનના દરેક પ્રાણીને જાગ્રત બનાવી દે છે. વૃદ્ધ મહાનામનો પ્રચંડ અવાજ દરેક લિચ્છવીના હૃદયને જાગ્રત કરવા બસ હતો.

'લિચ્છવીઓ !' વેધક દ્રષ્ટિ ફેંકતાં સભાપતિ મહાનામ બોલ્યા, 'વજ્જીભૂમિ—લિચ્છવીઓની ભૂમિ, સ્વતંત્ર ભૂમિ છે. બળવાનો માટેની એ બળવાનોની ભૂમિ છે. નથી એ કોઈ એક જ લિચ્છવીની; એક એક લિચ્છવી તેનો બાલક છે, તેનો રક્ષક છે. જ્યાં સુધી લિચ્છવીની સિંહગર્જના વૈશાલીમાં સંભળાય છે, જ્યાં સુધી આપણામાં સમભાવ અને એકતા છે ત્યાં સુધી માગધી યુવરાજ બિંબિસાર જેવા સો સો બિંબિસારો વૈશાલીની એક તસુભર જમીનને પણ સ્પર્શી શકે તેમ નથી. માગધીઓનાં લોભી આક્રમણોથી તેઓ આપણા દુશ્મન બન્યા છે. બિંબિસાર આપણો દુશ્મન છે.'

ચારે દિશામાંથી તરત એક જ ધ્વનિ ઊઠ્યો:

'બિંબિસાર આપણો દુશ્મન છે.'

'કટ્ટો દુશ્મન!' એક જુવાન વચમાં તાટકી ઊઠ્યો.

દરેકની નજર જે ખૂણામાંથી એ અવાજ આવ્યો તે તરફ વળી. એ ચિરંજીવ હતો. આવેશમાં તે બોલી ઊઠ્યો હતો. બે વર્ષ પહેલાં તેનો બાપ એક માગધીને હાથે વીંધાઈ મૂઓ હતો. ઘડીભરની નિઃસ્તબ્ધતા પછી આસપાસના બધા જુવાનો એકાએક બોલી ઊઠ્યા: 'બિંબિસાર, આપણો કટ્ટો દુશ્મન છે.'

પીઢ વડીલોએ જુવાનોને જોઈ મોં મલકાવ્યાં. અનુભવવૃદ્ધ મહાનામ પણ ગાંભીર્ય છોડી દઈ માથું હલાવતાં ગણગણ્યા: 'કટ્ટો દુશ્મન!'

અંતે સભાપતિ મહાનામ ઊભા થયા. સામે, સંથાગારની વચ્ચોવચ્ચ, એક સોનેરી બેઠક પર, સોનેગૂંથેલા બારીક સુંદર રેશમી વસ્ત્રમાં ગોઠવેલી તાડપત્રીઓ પર હાથ મૂકી ગંભીર અવાજે તેઓ બોલ્યા:

'સભાજનો! પવિત્ર 'પ્રવેણી પુસ્તક'ના આદેશાનુસાર આજે આપણે પ્રતિજ્ઞા કરીએ છીએ કે આપણા દેશને જીતવા મથનાર માગધીઓ સાથે આપણે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખવો. સર્વ સભાજનોને તે સ્વીકાર્ય હો! જેને વાંધો હોય તે રાજા, ઉપરાજા, મહારાજા સભા સમક્ષ વિરોધ દર્શાવે.'

મહાનામના શબ્દો બાદ સંથાગારમાં ફરી શાંતિ પ્રવર્તી રહી. થોડીક વાર ચારે ગમ દ્રષ્ટિ ફેંકી તેઓ બીજી વાર ઉપર પ્રમાણે શબ્દશઃ બોલી ગયા, પરંતુ બધા શાંત રહ્યા. ત્રીજી વાર તેઓ ફરી બોલી ગયા. કોઈએ અવાજ સુદ્ધાં ન કાઢ્યો. અંતે બધાને શાંત જોઈ તેઓ બોલ્યા: 'સભાજનો! સભાની શાંતિ દર્શાવે છે કે સભા

આ પ્રતિજ્ઞા સ્વીકારે છે. લિચ્છવીગણની ઇચ્છાનુસાર હું હવે આજ્ઞા ઉચ્ચારું છું કે માગધીઓ સાથે સંબંધ રાખનાર લિચ્છવી દેશદ્રોહી ગણાશે.'

છેવટના શબ્દો પૂરા થયા કે સભાગૃહમાં ગગનભેદતો એક તુમુલ નાદ ઊઠ્યો. દરેક જણ ઊભો થઈ બોલી ઊઠ્યો: 'માગધી સાથે સંબંધ રાખનાર લિચ્છવી દેશદ્રોહી છે.'

દેશદ્રોહ, ખાસ કરીને લિચ્છવીઓમાં, ઘોર અપરાધ ગણાતો. એવો અપરાધ કે તેને માટે કોઈ વારણમારણ હતું જ નહીં. લોકો દેશદ્રોહી પર થૂંકતા, પત્થરો ફેંકતા, તેમનાં સમસ્ત કુટુંબીજનો જાણે જીવતાં મૃત્યુ પામતાં. નાનાં નાનાં બચ્ચાંને નૈતિક ભય દર્શાવવા અથવા જુવાનોમાં તિરસ્કારની લાગણી પ્રજ્વલિત કરવા દેશદ્રોહીઓનાં નામનો ઘૃણાજનક ઉલ્લેખ થતો, ને તે એટલી હદ સુધી કે કાં તો દેશદ્રોહીઓના સંબંધીઓને આત્મહત્યા કરવી પડતી અથવા તો સ્વદેશ છોડી નાસી જવું પડતું.

લિચ્છવી સંથાગારે કરેલો નિશ્ચય તે જ ઘડીથી સારા દેશ માટે અનુલંઘનીય આજ્ઞા બની ગઈ. સભા વિસર્જન થઈ.

સંથાગારની બહાર નીકળ્યા પછી દરેક જણ મહાનામની પ્રશંસા કરતો હતો. તેમના પ્રભાવથી દરેક જણ ડરતો; માત્ર ડરતો નહીં, તેમને વધુ ચાહતો; પણ મહાનામ સ્પષ્ટવક્તા હતા. વૈશાલીનું દરેક મહાન કાર્ય એમના ઉત્સાહ અને એમની સલાહથી થતું. સંથાગારમાં થતી એમની ગર્જના જંબુદ્વીપને સીમાડે સીમાડે ગુંજતી. તેમના મોઢા પર હમેશાં સ્વસ્થતા અને મંદ હાસ્ય રહેતાં. ભાગ્યે જ તેઓ ઊંચે અવાજે બોલતા. પરંતુ જ્યારે તેઓ બોલતા ત્યારે રણગર્જના કરતા અને તે વખતે કોઈ લિચ્છવીની હિંમત નહોતી કે એમની સામે બોલે. દરેકને માત્ર સાંભળવાનું જ હતું. અલબત, જ્યારે તેમનું હૃદય ત્રાસી ઊઠ્યું હોય, કોઈ અન્યાય અસહ્ય બન્યો હોય, ત્યારે જ તેમનો ઊંચો અવાજ સંભળાતો.

જે હેતુસર આજે સભા મળી હતી તે અસામાન્ય હતો. લિચ્છવીઓના પડોશી માગધીઓ જોડે લિચ્છવીઓને બહુ સમયથી છૂપાં વેરઝેર ચાલતાં હતાં. સ્વાતંત્ર્યપ્રિય લિચ્છવીઓ સામ્રાજ્યકાંક્ષી માગધીઓ જોડે દરેક વિષય પર લડી પડતા. સત્તા, વિજય અને કંઈક શૌર્યના ઘેનમાં માગધી રાજવીઓની આંખ અણનમ અને અજેય એવા લિચ્છવીઓની સ્વતંત્ર ભોમ પર ઠરી હતી. પરંતુ, સાથે સાથે, લિચ્છવીઓને તેઓ સારી રીતે જાણતા હતા.

માગધીઓનાં અનેક પ્રલોભનોને તેમણે તિરસ્કારી કાઢયાં હતાં. માગધીઓનાં અગાધ વૈભવ અને સુખસાધનોને સીધા સાદા સશક્ત લિચ્છવીઓએ ધૂતકારી કાઢયાં. લિચ્છવીઓ માગધીઓને દુશ્મન ન લેખતાં, છતાં તેમની મિત્રતા બાંધતાં અચકાતા. બન્ને પ્રજા વચ્ચે સંબંધો ચાલુ હતા, છતાં ક્રમશઃ બન્ને વચ્ચે કલહપ્રેરક પ્રસંગો બનતા જતા હતા; એટલે જ્યારે માગધીઓની સાર્વભૌમત્વની મહત્વાકાંક્ષા લિચ્છવીઓની સ્વતંત્રતાને નડવા માંડી કે તેઓ સળવળી ઊઠયા, ને હવે હમેશ માટેનો નિકાલ કરી નાખવા અગ્રેસરો વૈશાલીના સંથાગારમાં મળ્યા અને માગધીઓને દુશ્મન ગણવાનો નિર્ણય કરી દીધો.

સંથાગાર બહાર રથોની ઠઠ જામી હતી. બહાર નીકળતા સભાજનો પોતપોતાનો અભિપ્રાય વ્યક્ત કરતા હતા. એક ઉપરાજા પોતાની સાથોસાથ ચાલતા ચિરંજીવને ઉદ્દેશી કહેવા મંડ્યો: 'મહાનામ જેવો બીજો આદર્શ દેશભક્ત મેળવવો દુર્લભ છે.'

ચિરંજીવે પણ પ્રશંસા કરવા માંડી: 'કહે છે એમના નામ પર વૈશાલીનો એકેએક જુવાન પ્રાણ આપવા તૈયાર છે.'

'એમના નામ પર!'

'એમના 'પર ભાર મૂકતાં બાજુમાંથી કોઈનો ધીરો અવાજ સંભળાયો. બન્ને જણ ચમકીને તે તરફ ફર્યા. વૈશાલીનો એક અને અપ્રતિમ કુનેહબાજ અભયરાજ ત્યાં ઊભો હતો. પંચાવન વર્ષની ઉંમરે પહોંચેલો, રાજશેતરંજોમાં લિચ્છવીઓનો અજોડ મુત્સદ્દી અભયરાજ હોઠ કરતાં આંખોથી વધુ વાતો કરતો. તેનું વિચિત્ર સ્મિતવાળું મોઢું ગમે તેવા ધીર ચિત્તને પણ બેચેન કરી દે તેવું હતું. વાક્ધારામાં તે અજિત હતો.

ઉપરાજા પ્રૌઢ હતો. અભય તેને વિચારમાં પડેલો જોઈ હસી પડ્યો. ઉપરાજા કંઈ પણ બોલ્યા વિના ચાલવા માંડ્યો. તેને અભયનો ગૂઢાર્થ સમજાયો. અભયે ચિરંજીવ તરફ જોયું.

'ચિરંજીવ, તું મને નહિ ઓળખે; પરંતુ હું તારા સ્વર્ગસ્થ પિતાને સારી રીતે ઓળખતો હતો.'

'જી, મારા પિતા આપને વિષે ઘણી વાર વાતો કરતા.'

'ઓત્તારી! તું મને ઓળખી પણ ગયો! તું વૈશાલી તો પહેલી વખત આવે છે ને! વારુ, ચાલ મારે ત્યાં.' એકાએક અટકી, સૂચક અવાજે સ્મિત કરતાં ફરી કહેવા માંડ્યું: 'મહાનામને ઘેર પણ હું તને લઈ જઈશ.'

ચિરંજીવ ચમક્યો. 'ત્યાં કેમ?'

'દરેક જુવાન મહાનામનો ભક્ત છે, એ તું નથી જાણતો શું?'

ચિરંજીવ સહેજ ખંચકાયો; પરંતુ તુરત ઠાવકું મોઢું રાખી બોલ્યો, 'મુરબ્બી, હું ત્યાં જઈ આવ્યો છું. આપ હા કહો તો મારા એક મિત્રને આપને ત્યાં મૂકી જાઉં. એને વૈશાલી જોવી છે, અને મહાનામને પણ જોવા છે.'

'બહુ સારું, ક્યાં છે?'

'હમણાં જ અહીં આવી પહોંચશે. ગણુનાયક મહાનામને મળવાની તેને બહુ જ ઇચ્છા છે.'

ચિરંજીવના શબ્દોમાં રહેલો ગર્ભિત ભાવ પામી જતાં કુશાગ્ર અભયને જરાય વાર ન લાગી. આમ્રપાલી પછવાડે દીવાના બનેલાઓમાંનો એક વધુ, તેને જ ઘેર આવવાનો હતો. તેણે ના ન કહી.

તેમનાથી થોડેક જ દૂર, કેટલાક આગન્તુક સભાસદો સાથે વાતચીત કરતા મહાનામ સંથાગારમાંથી બહાર આવી પહોંચ્યા અને એક રથ પર નજર ફેંકતાં ચોંકી પડ્યા.

'અરે, મારો રથ અહીં ક્યાંથી? હું તો જીવકના રથમાં આવ્યો હતો ને!'

એવામાં એકાએક રથના અગ્રભાગમાંથી, વાદળ હઠી જતાં તારામંડળ સહિત ચાંદ ચમકે એમ આમ્રપાલીનું મોઢું બહાર નીકળ્યું. અને ઘડીભર — હા, ઘડીભર, બાજુમાં ઊભેલાઓ વાતો કરવી પડતી મૂકી, આમ્રપાલી તરફ મીટ માંડી રહ્યા. આટલું રૂપ! આટલી માદકતા! આવું અફાટ યૌવન! હૃદયને ત્વરિત વેગે ધગધગ કરી મૂકનાર આ નૃત્યાંગના! કવિઓનાં કાવ્યોમાંથી અને કથાકારોની કથામાંથી, કલાસ્વામીઓનાં ચિત્રણમાંથી અને રસસ્વામીઓની અદ્ભુત કલ્પનામાંથી, પ્રગટેલી, તેજ અને સૌંદર્યના સત્ત્વ સરખી આ સુંદરી રથ પર મોહક છટાથી ઊભી હતી. ચિરંજીવ–પરણેલો ચિરંજીવ પણ, અદ્ભુત આમ્રપાલીને જોતો જ રહી ગયો.

આમ્રપાલી પાસે તેનો ભાઈ આનંદ પણ ઊભો હતો, ઉન્નત, તેજસ્વી ને વીર.

'લુચ્ચાઓ!' રથમાંથી નીચે ઊતરતાં આમ્રપાલી અને આનંદને ઉદ્દેશીને મહાનામ બોલ્યાઃ 'નંદીગ્રામથી એટલામાં આવી પહોંચ્યાં!'

પણ હજુ તો મહાનામ વાકય પૂરું કરે તે પહેલાં એક રથ પૂર વેગમાં પાલીના રથને આંચકો મારી આગળ ધસી ગયો. રથના હાંકનારના હાથ લગામમાં જ વિચિત્ર રીતે સપડાઈ ગયા હતા, અને વીફરેલા ઘોડાઓ બેકાબૂ બની દોડયે જતા હતા. એક પળમાં પાલી પોતાના રથમાં પુનઃ ચઢી બેઠી અને 'હા, હા, ના, ના,' ના અવાજો નીકળે તે પૂર્વે પાલીએ પેલા રથ પૂંઠે પોતાના રથને વહેતો મૂકયો.

થોડેક દૂર જતાં, આગળ દોડતા રથનું એક પૈડું નીકળી પડયું. પાલીએ પોતાના ઘોડાઓને તેજ કર્યા. ઘોડાઓ ઊડયા, અને આગલો રથ તેના સારથી સાથે ઊછળી નીચે ખાડામાં પડે તે પહેલાં પાલીએ ઘોડાઓને પકડી લીધા. પરંતુ રથ ઊભો રહેતાં રહેતાં એક પત્થરને ટક્કર લાગવાથી ઊછળી પડયો; અને રથનો સારથી એક ગુલાંટ ખાઈ જમીન પર પટકાઈ પડયો ને બેભાન થયો.

સંથાગારના સભાજનો રથની નજીક દોડી આવ્યા. ટોળા વચ્ચે થઈને ચિરંજીવ ઊંચે શ્વાસે ભાંગેલા રથ પાસે આવી પહોંચ્યો, અને પાલીના ખોળામાં માથું મૂકી પડેલા જુવાન તરફ આંગળી કરી, સામે ઊભેલા અભયરાજને કહેવા લાગ્યો: 'આજ મારો મિત્ર છે.' પછી ચિરંજીવ નીચે બેસી ગયો અને ઉપવસ્ત્રથી હવા નાખતાં બોલ્યો: 'સુધીર, સુધીર, આંખ ઉઘાડ, જોતો ખરો, ભાઈ.'

સુધીરે આંખ ઉઘાડી. ચિરંજીવનું હસતું મોઢું જોયું. અને પોતાની નજર સામે કોઈ અદ્‌ભુત સૌંદર્યદેવી જોઈ, અને તે સ્તબ્ધ થઈ ગયો. ચિરંજીવના શબ્દો તેના કાન પર અથડાયા: 'આ આમ્રપાલી' તને જીવતદાન આપનારી આમ્રપાલી!'

આમ્રપાલીનું નામ સાંભળતાં વેંત સુધીરની આંખે પાછાં અંધારાં આવ્યાં અને પાલી તરફ હસવા પ્રયત્ન કરતો પુનઃ પાલીના ખોળામાં ધબ લઈને ઢળી પડયો. ચિરંજીવે તેને ઊંચકી લીધો.

પાલીના રથમાં બેસતા મહાનામને અભયરાજે રોકી લીધા. ‘ગણરાજ, બહુ વખતથી ના પાડો છો, પરંતુ આજે તો મારા આમંત્રણ માટે હા કહેવી જ પડશે. આજે ના નહિ ચાલે.’

‘આવીશ અભયરાજ. જરૂર આવીશ!’

‘આવતી કાલે, સૂર્યાસ્ત પછી?’

મહાનામે વધુ બોલ્યા વિના સ્મિત કરી માથું હલાવ્યું અને રથમાં બેઠા. અભય હસીને તેમને જોતો પાછો હઠ્યો.

અને તે વખતે પાલીએ જોયું કે અભયરાજ તેના પિતાને જોતા નહોતા; તેને પોતાને જોતા હતા. જાણે કોઈ ભયંકર ઝેરી સાપનો ફૂંફાડો તેના તરફ આવતો હોય અને તે તેને દૂર કરવા ઇચ્છતી હોય તેમ તેણે એક બાજુ શરીરને ખેંચી જોરથી ઘોડાઓને ચાબૂક માર્યો. આનંદ ચમક્યો. મહાનામ ચમક્યા. રથ દોડવા માંડયો. અભયરાજ શાંત ચિત્તે પાલીના દૂર દૂર દોડી જતા રથ તરફ જોઈ રહ્યા.

તેમની આંગળીઓ તેમની કમ્મરમાં ખોસેલા નાનકડા જમૈયા પર આસ્તે આસ્તે ફરતી હતી. તેમની આંખોમાં કોઈ અકથ્ય ભાવ ચમકારા મારતો હતો.

તેમની બાજુમાં ઊભેલા તેમના રથમાં ચિરંજીવે સુધીરને હળવેથી સુવાડયો. પાલીને જોયા પછી સુધીરના મોઢા પર આવેલી સ્મિતરેખા બેભાન થયા પછી પણ દૂર નહોતી થઈ.



# [ ૩ ]

'તારી સ્ત્રી તને મળે તો તેને બરાબર ઓળખી શકીશ ખરો ?'

'તુંય શું બકે છે, સંજય ? ૭ મહિના અમે સાથે રહ્યાં છીએ અને હું તેને ઓળખી ન શકું ? પરગામમાં આવી તું અક્કલ ગુમાવતો જાય છે કે શું ? સાત વર્ષમાં મારી સ્ત્રીનું મોઢું કેટલુંક બદલાયું હશે ?

'તને ખાતરી છે કે તે પાલી સાથે જ રહે છે ?'

'હા રે હા. આપણા રાજપુરોહિતે તેને જોઈ છે. આપણ મંત્રીશ્વરે તેને જોઈ છે. અરે એકએક માગધી વેપારી જે અહીંથ ગયો છે તે મહારાજા બિંબિસાર આગળ પાલીનાં વખાણ ભેગાં માર રેવાનાં વખાણ કરવાનું ભૂલ્યો નથી.'

'ચૂપ મર. આપણે વૈશાલીની ભાગોળમાં પ્રવેશી ચૂક્યા છીએ અહીં છાનામાના આવ્યા છીએ તે ભૂલતો નહીં. કોઈને જરાય વહે પડ્યો કે આપણે યુવાન મહારાજા બિંબિસારના માણસો છીએ ત છાતીઓમાં ભાલોડાં પેઠાં જ સમજજે ! ખબર છે, લિચ્છવીઓનો પ્રે અને તીર એક સરખાં હોય છે—સચોટ, અચૂક, ને મર્માહત. એ વખત તેનો સ્પર્શ થયો કે પ્રાણ સાથે જ છૂટવાનાં !'

'હું સારી રીતે જાણું છું કે લિચ્છવીઓની આંખે આપ ભયાં દુશ્મનો છીએ. પરંતુ રેવાને જોવી ન હોત તો અહીં પગ

શાનો મૂકતે ! એ તો તું મને અહીં ઘસડી લાવ્યો. વારુ, તને ખાતરી છે કે રેવાએ મને બોલાવ્યો છે ?'

'હા, હા. આપણા રાજપુરોહિતનો નાનો ભાઈ કહેતો હતો તે શું ખોટું ? પરંતુ રેવાને તું જુએ કે તરત બોલતો નહીં. તમારી બન્નેની વચ્ચે હું સુલેહ કરાવી આપીશ.'

'સંજય, હું ગમાર છું એ કબૂલ કરું છું, પરંતુ એક વાત હજુ મારા મગજમાં નથી ઊતરતી. તું પાલીને જોવા કેમ આટલો તલપાપડ થઈ રહ્યો છે ? તું અધ્વર્યુ બ્રાહ્મણ છે. પાલી સાથે કદાપિ તું લગ્ન કરી શકીશ નહિ.'

'પણ લગ્ન કરવા જ કોણ માગે છે !'

'અરે ! તો, તો પછી તું પાપ કરે છે, ઘોર પાપ કરે છે. જે કુંવારી કન્યા સાથે તારે પરણવું નથી તેની સાથે તારે પ્રેમ આદરવો છે ! સંજય, તું પાગલ છે.'

'પાલી પાછળ કોણ પાગલ નથી ?'

'એને સત્વર પરણાવી દેવી જોઈએ.'

'એનો પિતા પણ એ જ વિચાર કરે છે; પરંતુ પાલી પરણી નહિ શકે.'

'સંજય, તારી બુદ્ધિ અને અક્કલ માટે આખા મગધ સાથે મનેય માન છે. રાજના કાવાદાવા અને ગુપ્ત કાર્યનીતિમાં તું પાવરધો છે. તું બહુ ભણેલો છે અને હું ગમાર છું; બ્રાહ્મણ છું છતાંય. પરંતુ કોઈ કોઈવાર તું એવી મૂર્ખતાભરી વાત કરે છે કે મારા જેવાય તને મૂર્ખ ગણે; ના, ગધેડો કહે.' એટલું કહી બ્રહ્મદત્ત જાણે અતિ વિદ્વાનને ધૂળ કરી નાખ્યો હોય તેવા આનંદ સાથે ખડખડાટ હસી પડ્યો. થોડીવારે હસવું રોકી તે બોલ્યો: 'પાલી સુંદર છે. જુવાન છે. રૂપરૂપનો અંબાર છે. અને જંબુદ્વીપના એક છેડાથી બીજા છેડા

સુધી તેની ખ્યાતિ પહોંચી ગઈ છે. છતાંય, તું કહે છે, પાલી પરણી નહિ શકે?' છેલ્લું વાક્ય બોલતાં બ્રહ્મદત્તે અવાજને એકદમ ઊંચે જવા દીધો હતો. પરંતુ સંજયે એટલા જ જોરથી તેને દબાવી દેતાં કહ્યું: 'હા.'

'કેવી રીતે?' બ્રહ્મદત્તે પૂછ્યું.

'પાલી એક છે ને એને પરણનારા અનેક છે, લાખો છે; એટલે પાલી નહિ પરણી શકે.'

'ઓહ!'

'પરંતુ પાલીના પ્રેમમાં જે પડ્યો નથી તે જુવાન નથી.'

'આહ!'

'પાલીના પ્રેમમાં જેણે જીવ જોખમમાં નથી નાંખ્યો તે માણસ નથી.'

'હં!'

'પાલીને જેણે જોઈ નથી તેણે જગત આખામાં કંઈજ જોયું નથી.'

'ઓ હો—'

'પાલી એક જ છે. અજોડ છે.'

'જો સંજય, હું ગમાર છું. લાંબી વાત મને સમજાતી નથી. પરંતુ તું વાત એવી કરે છે કે હવે મને જ વહેમ પડે છે કે હું તો ક્યાંક પાલીના પ્રેમમાં નથી પડતોને!'

'તું ફિકર ન કર. તારી પાસે આવતાં પહેલાં પ્રેમ સ્વેચ્છાએ ગૂંગળાઈ મરી જશે; એટલે જ તો હું તને મહાશિવ કહેવા માગું છું.'

'તું ગમે તે કહે, હવે તો પાલીને જોયા વિના હુંય રહેવાનો નથી. એવી તે કેવીક છે એ પાલી! જે એને જુએ તે એની પાછળ જ

થેલું ! એ પાલી—એ...એ...એ !' છેલ્લો 'એ' બ્રહ્મદત્ત જોસથી બોલી પડયો. એનું મોઢું પહોળું જ રહી ગયું હતું. સંજયે ગભરાઈને પૂછ્યું: 'શું છે?' બ્રહ્મદત્તે વૈશાલીની ભાગોળ આગળ આવેલા કૂવા પર પાણી ભરતી પનિહારીઓ તરફ આંગળી ચીંધી.

કૂવા પર જાણે જોબનનાં પૂર ઊલટયાં હતાં. કૂવામાંથી પાણી કાઢતાં હાથ ઊંચાનીચા થવાથી, કેટલીકનાં બારીક વસ્ત્રોમાંથી તેમનાં સુંદર અવયવોનું આકર્ષક હલનચલન દેખાતું હતું. માથે મટકીઓ મૂકવા જતાં કેટલીકનો દેખાઈ જતો પીનપયોધરપ્રદેશ, કેટલીકના થનગનતા પગ, કેટલીકનાં હૃદયભેદક તીરછાં નયન, કેટલીકના અર્ધ બીડેલા હોઠ પર ફરકતું હાસ્ય: બ્રહ્મદત્ત જેવા ગમાર અને સંજય જેવા રાજખટપટીને પણ મોઢું ફાડી જમીન સાથે જડી દેવા માટે પૂરતાં હતાં.

કૂવાની આસપાસ થોડેક દૂર ફરીને વૈશાલીના કેટલાક જુવાનો આ રૂપસુંદરીઓને જોઈ રહ્યા હતા. પરંતુ સૌથી મોટી વાત તો એ હતી કે બેત્રણ જુવાનો કેટલીક પનિહારીઓને કાંકરીઓ મારતા હતા. બ્રહ્મદત્તે આંગળી ચીંધી હતી તે એ વસ્તુ દેખાડવા, પરંતુ બહુ જ અનિચ્છાપૂર્વક પનિહારીઓ તરફ તાકેલી આંખ સંજયે કાંકરી મારનારાઓ તરફ ફેરવી અને બોલ્યો:

'એમાં શું મોટું 'એ' કરી બેઠો ? એ તો અહીંનો રિવાજ છે.' બ્રહ્મદત્ત જાણે આ વાત માનવા ન ઇચ્છતો હોય તેમ ભારપૂર્વક ડોળા ફાડી બોલ્યો: 'છોકરીઓને કાંકરી મારવાનો ?'

'હા, હા, હા. કાંકરી વાગી એટલે પનિહારી કાંકરી મારનાર તરફ જુએ. ઠીક પડે તો ઠીક; નહિ તો ગુસ્સે થતાં સ્ત્રીને થોડી વાર લાગવાની હતી ? પરંતુ તે માટે કોઈ સ્ત્રી ફરિયાદ નથી કરતી. આ સ્વતંત્ર લોકોનો દેશ છે.'

'અજબ છે આ લિચ્છવીઓ ! અદ્ભુત છે આ લિચ્છવીઓ ! ભયંકર છે આ લિચ્છવિઓ !'

'શું ગોખવા માંડચો ?' ગણગણાટ કરતા બ્રહ્મદત્તને સંજયે પૂછ્યું.

'અધ્વર્યુ, અહીંની સ્ત્રીઓ આવી સુંદર છે અને અહીંના જુવાનો આટલા બાંકા છે તો તેમની પાલી કેવી હશે ? નહિ નહિ, એ પાલીને જોયા વિના મારું હૈયું હવે હેઠું નહિ બેસે. પાલી એવી તે કેવીક હશે ?'

'અરે !' સંજયે એકાએક જોસથી બૂમ પાડી. બ્રહ્મદત્ત ચમકયો. સંજયે બ્રહ્મદત્તને પોતાની નજદીક ખેંચી લીધો, અને એક રથ પળમાં તેમની પાસેથી પસાર થઈ ગયો. જાણે વીજળી તેમની પાસે થઈ દોડી ગઈ. બન્ને અવાક બની રથ તરફ જોઈ રહ્યા. અને જ્યારે કાંકરીઓવાળા જુવાનો રથ તરફ જરા આગળ વધી આનંદમાં અરસપરસ બોલવા માંડચા ત્યારે જ બન્નેને ભાન આવ્યું કે પાલી તેમની પાસેથી પસાર થઈ ગઈ ! એકાએક ધાંધલથી તમ્મર આવતાં, જમીન પર ધબ દઈ પડી ન જવાય માટે બ્રહ્મદત્ત ધીમેથી જમીન પર બેસી ગયો. સંજયે તેનું અનુસરણ કર્યું.

તેમણે પાલીને જોઈ.

અદ્ભુત, અચિંત્ય, અનુપમ સૌન્દર્ય તેમની નજદીક આવી અદૃશ્ય થઈ ગયું હતું.

... ...

બીજે દિવસે સાંજના પાલી પોતાના ઉદ્યાનમાં બેઠી હતી. સામે પડેલી બીન પર તેની આંગળીઓ ધીમે ધીમે ફરી રહી હતી, અને તેની સખી અને સહચરી રેવા તેની સામે ધુરકિયાં કરતી બેસી રહી હતી. પાલીની નજર એકાએક રેવા પર પડતાં તેની આંગળીઓ થંભી ગઈ.

'શું છે રેવા ?'

'સ્ત્રીએ આટલું નિર્દય ન થવું જોઈએ.'

'એવું મેં શું કર્યું, રેવા ?' પ્રેમપૂર્ણ કૃત્રિમ ગુસ્સાથી આમ્રપાલીએ પૂછ્યું.

'એમ પૂછ કે તેં શું શું નથી કર્યું ? એ તો હું માનું છું કે પુરુષોમાં સ્ત્રીઓની અડધી અક્કલ પણ નથી હોતી, પરંતુ પુરુષોને રંજાડવા એ તો આપણી અક્કલની કિંમત કરાવવા જેવું છે. લગ્ન કરી નાખને, પાલી ! રાત ને દિવસ પ્રેમમાં પ્રજ્વળતા બિચારા જુવાનોને કંઈક નિરાંત તો થાય !

'તેમાં તેં કઈ નવી વાત કરી ? પરંતુ પરણું કોને ?'

'વાત ખરી છે. વૈશાલીમાં તો બધી સ્ત્રીઓ જ રહે છે ને ! અને પુરુષો છે તે તો બધા વૃદ્ધ, કુરૂપ, ખરુંને ? તને શું થયું છે ?'

'હૃદય કંપતું નથી.'

'ઓ હો ! પરંતુ તારું હૃદય કોઈ દિવસ નહિ કંપે.' રેવાએ પૂર્ણ કટાક્ષથી કહ્યું: 'એને જાણી જોઈને કાંપવું નથી. જે જુવાન સ્ત્રી ધનુષ્યબાણ લઈ લડવા નીકળી પડે, કોઈ જુવાનની સામે થોડીય વાર ન જુએ, તેમની દરકાર ન કરે, પુરુષોની બુદ્ધિમાં અને વિદ્યામાં સરસાઈ કરવા નીકળે અને તેમને તોડી જ પાડે એવી સ્ત્રીના હૃદયમાં કંપ તો, આ જન્મે શું, કોઈ જન્મેય અનુભવાઈ રહ્યો !'

'તારી આ પ્રશંસા માટે હું શું પારિતોષક આપું ? પરંતુ ચિબાવલી, તેં હૃદયનો કંપ કેટલો અનુભવ્યો છે—બોલ જોઉં ?'

'પાછી મારી વાત કરી ? અરે, પેલું જોયું ? જો. જો.' પાલીએ તુરત મોઢું ફેરવીને જોયું. દૂર, બગીચાને છેડે સુંદર પુષ્પોના છોડોની આડની પેલી બાજુ બે પાથોટાં એકલાં જાણે ચાલતાં હતાં.

પાલીએ ઈશારો કરી ચપટી વગાડી. રેવાએ સત્વર પાલીના હાથમાં ધનુષ્યબાણ મૂકી દીધાં. તેણે પણછ ચઢાવી, ને તીર છોડયું અને બન્ને પાધેટાં એકીસાથે હવામાં ઊડી જમીન પર પડયાં. સાથે જ બ્રહ્મદત્તની ચીસ સંભળાઈ. રેવા સફાળી ઊભી થઈ, દોડી, પરંતુ કોઈ દેખાયું નહીં—માનવીઓ, પાધેટાં કે તીરો.

'કોણ હતું?' પાલીએ હસતાં હસતાં જોરથી બૂમ પાડી.

'કોઈ નહીં.' રેવાએ મોટેથી જવાબ આપ્યો; અને પછી ધીમેથી ગણગણી: 'મારો બ્રાહ્મણ! અહીં?'



# [ ૪ ]

**દેવોને** વસવા યોગ્ય મગધના ભવ્ય રાજપ્રાસાદમાં ઉત્તર દિશા તરફ આવેલા રંગમંદિરમાં મગધરાજ બિંબિસાર એક મોટા સોનાના સિંહાસન પર બેઠો હતો. દક્ષિણમાંના દૂર દૂરના સમુદ્રોની પેલી બાજુએથી આવેલાં રત્ન–માણેક તેના સિંહાસન પર મઢેલાં હતાં. વારાણસીનો કસબ, મધ્યપ્રદેશની કારીગરી અને તક્ષશીલાની કીમિયાગીરી નૃત્યાગારની ચારે દીવાલ, જમીન અને છત પર લલિત કલાઓની પરાકાષ્ટા સૂચવતાં હતાં. અતિ બારીક શ્વેત વસ્ત્ર પરિધાન કરી મગધનો નરસિંહ બિંબિસાર એક કસબી તકિયાને અઢેલી પડ્યો હતો. તેના સુંદર, સ્નાયુબદ્ધ હાથ ને છાતીને સ્પષ્ટ દેખાડતું તેનું માત્ર એક ઉત્તરીય, સુંદર યવનયુવતીઓના હાથમાં ધીમે ધીમે હાલતા મયૂરપંખા અને ચમરીઓથી આમ તેમ ઊડતું હતું.

રાજા દેવાંશી ન હતો, દેવ જેવો લાગતો હતો.

ભગવાન બુદ્ધથી પાંચ જ વર્ષે નાનો અને ક્ષત્રિય રાજવીઓમાં તેમનો પહેલો અનુયાયી રાજા બિંબિસાર જેટલો પરાક્રમી અને વિદ્વાન હતો તેટલો જ રસિક હતો. તેની જુવાની માટે તેને ગુમાન હોવું જોઈએ તેના કરતાં અનેકગણું તેના પ્રજાજનોને હતું. તેના રાજ્યમાં પ્રજા સુખી હતી, પાક અને ફળફૂલથી દેશ ઊભરાતો, દાનો કરવા

દરેક શ્રેષ્ઠી આપસઆપસમાં સ્પર્ધા કરતા. લોકો સુખી હતા.

બિંબિસારના દેદીપ્યમાન મોહક મુખ પર દરેક નાગરિક વારી જતો. તેની ગુણજ્ઞતાને અંગે દૂરના દેશના કલાકોવિદો અને કલાસ્વામીઓ તેના રાજદરબારમાં હમેશાં ઊભરાતા.

આજે, અત્યારે, કાશ્મીરથી કર્ણાટક, ગાંધારથી યોનક અને અલસન્દ્રથી આનર્ત સુધીની રૂપરૂપનો અંબાર વેરતી નર્તિકાઓ તેની સામે નૃત્ય કરી રહી હતી. સૌંદર્ય, નૃત્ય અને અભિનયમાં જાણે દરેક નર્તિકા એકએકની સ્પર્ધા કરતી હતી. દરેકના અંગમરોડ અને ભાવભંગી માટે, હમેશ બનતું તેમ, કોને કોનાથી વધુ સુંદર અને કુશળ કહેવી તે આજે પણ દરેક પ્રેક્ષક માટે અશક્ય બન્યું હતું.

છતાં વારાંગના ખેમી* મહારાજ બિંબિસારનું મન પોતાના તરફ વિશેષ ખેંચી શકી હતી. ખેમીને ઘણા રંગીન તબિયતના જુવાનો દેવશાપિત કિન્નરી અથવા સ્વર્ગના આશીર્વાદરૂપ નૃત્યાંગના સમજતા. તેની આંખો અને લજ્જાશીલતા તેનાં મુખ્ય આકર્ષણ હતાં. નૃત્યને અંતે જ્યારે તેનાં નયન ઢળી જતાં અને મહારાજાના પગ આગળ પોતે ઢળી પડતી, ત્યારે નૃત્ય જોનાર દરેકને, તેને હૃદયસરસી ચાંપી લેવાનું મન થઈ જતું. અરે, વૃદ્ધ અને અરસિક મહામાત્ય દેવેન્દ્ર પણ નૃત્યગૃહમાં નિર્દોષમુખી ખેમીને જોવા જ આવતા.

આજે, અત્યારે, તેઓ બિંબિસારની બાજુમાં નીચે આસને બેઠા હતા, અને સિંહાસનની બીજી બાજુએ મહારાજનો બાળસખો અશ્વિનોના અવતારસમો, અને તક્ષશીલા વિદ્યાપીઠે સમર્થ વૈદ્યરાજ બનાવીને મોકલેલો કુમાર ભૃત્યાયન× બેઠો હતો.

* પાછળથી બુદ્ધસંઘમાં જોડાઈ, નિર્વાણ પ્રાપ્ત કરનાર થેરી.

× બૌદ્ધ ગ્રંથોમાં અવારનવાર જેનો ઉલ્લેખ થાય છે તે સમર્થ વૈદ્યરાજ—કુમારભૃત્ય.

ખેમીનું નૃત્ય પૂરું થયું. તેનાં નયનો નીચે ઢળ્યાં. તેનું સુંદર નાજુક શરીર નૃત્યને અંતે મહારાજાના પગ આગળ એક ચિત્તરંજક અભિનય સાથે ઢળી પડયું.

પરંતુ—

આજે, અત્યારે, મહારાજા બિંબિસારનો ઉમંગ અદશ્ય થઈ ગયો હતો. ખેમીનાં નમણાં નયનો મહારાજા બિંબિસારને જોવા ધીમેથી ઊંચાં થયાં ત્યારે તે વિમાસણમાં પડી ગઈ. તેનું સ્વમાન જાણે ઘવાયું. તેના તરફ ઉદાસીન આંખો કરવી એટલે સૌંદર્યને ક્રૂરપણે તિરસ્કારવું. તેને મીઠો રોષ ચઢયો, પરંતુ રસરાજ આજે અસંતુષ્ટ રહ્યો કેમ?

બાજુમાં બેઠેલો મહામાત્ય એકલો જ તેનું કારણ જાણતો હતો.

રાજા બિંબિસાર ધીમે પગલે પોતાના શયનગૃહમાં દાખલ થયો. શયનગૃહ નીચે એક મોટી અટ્ટાલિકામાં રાજગવૈયો મોહિનીપુત્ર વીણાવાદ્ય પર એક સુંદર રાગ આલાપી રહ્યો હતો. સંગીત તરફ મન વાળવા રાજા ફાંફાં મારવા લાગ્યો, પરંતુ તેનું હૃદય વ્યથિત હતું.

આજ દસ દિવસથી તેના સમગ્ર હૃદયતંત્રમાં 'આમ્રપાલી' 'આમ્રપાલી' નાદ ગુંજ્યા કરતો હતો. કોશલનો પ્રસેનજીત, કૌશામ્બીરાજ અને કાશીરાજ, સર્વે મહારાજાઓને પણ કેવળ આમ્રપાલીની જ ચર્ચા કરતા તેણે સાંભળ્યા હતા. રસિકતાથી હમેશાં દૂર એવા મહામાત્ય દેવેન્દ્રને પણ મુખ પર અનેરો ભાવ લાવી આમ્રપાલીની જ પ્રશંસા કરતા તેણે સાંભળ્યા હતા. નગરશ્રેષ્ઠીઓ તો તેની પાસે આવતા કે પાલીની જ વાત કરવા બેસતા.

સાત દિવસ થયાં વૈશાલીએ અને લિચ્છવીઓની આગેવાની નીચે સમસ્ત વજ્જીભૂમિની પ્રજાએ મગધને અને મગધરાજને દુશ્મન જાહેર

કર્યા હતા, અને તેથી જ, જાણે કોઈ અમૂલ્ય વસ્તુ હાથમાંથી જતી રહી હોય તેમ આમ્રપાલીની ઝંખના તેને વધારે ને વધારે મૂંઝવી રહીઃ પાલી કેવી હશે?

બિંબિસારનું સાહસિક હૃદય પાલીને એક વખત નીરખવા અધીર બનવા લાગ્યું. તેના બે બાળસખા બ્રહ્મદત્ત અને સંજયે કોઈ રસ્તો શોધી કાઢવા બીડું ઝડપ્યું હતું અને તેઓ વૈશાલી ગયા હતા; પરંતુ હજુ તે પાછા આવ્યા નહોતા. અને તેથી તેની અધીરાઈએ ઉગ્ર સ્વરૂપ પકડયું હતું. સૌંદર્યના માત્ર વર્ણન પરથી ઘેલા બની જનાર બહુ ઓછા લોકો હોય છે; લોકો તેમને કવિ કહેતા હશે, પરંતુ પાલી વિશે વાતો સાંભળી તેની પાછળ ઘેલા બનનાર અસંખ્ય હતા અને મગધરાજ બિંબિસાર પણ તેમાંનો એક હતો.

બિંબિસારના શ્વાસોચ્છવાસમાં આમ્રપાલી જાણે પ્રવેશી ગઈ હતી. એના નામ માત્રમાં પણ જાણે કોઈ અજબ જાદુ હતો. જે એનું સ્મરણ કરતો તેનાં રાત ને દિવસ વેરણ બનતાં ને તેનું આકર્ષણ એવું પ્રબળ બનતું કે મોટા મહારથીયે પોતાનું વ્યક્તિત્વ પાલીમાં લુપ્ત કરી દેતો.

આમ્રપાલીનું ચિંતવન કરતાં બિંબિસારે શય્યામાં હજુ તો માથું પણ ઢાળ્યું નહોતું, ત્યાં મુખ્ય પ્રવેશદ્વારમાંથી બ્રહ્મદત્ત અને સંજય ધસી આવ્યા; અને બિંબિસારને પ્રણામ કરી પાસે બેસી પડ્યા. બિંબિસાર એ બન્નેને જોઈ ઊછળી ઊભો થઈ ગયો. તેનું હૃદય સમાચાર સાંભળવા વધુ જોરથી ધડકવા લાગ્યું.

અને બન્નેએ એકએકને રોકતાં, ટોકતાં અને લઢતાંવઢતાં વૈશાલીના પ્રસંગો સવિસ્તર કહેવા માંડ્યા. પૂરો એક પ્રહર સાંભળ્યા પછી પણ બિંબિસારને લાગ્યું કે તેણે કંઈ જ સાંભળ્યું નથી! તેણે બન્નેને ફરીથી એકવાર બધું કહી જવા જણાવ્યું અને થાકેલો બ્રહ્મદત્ત ફરીથી કહેવા તૈયાર થયો.

'મહારાજ, આ બે તીર જોયાં ? ધારત તો પાલી અમને બંનેને મારી નાખત. જેવાં એનાં તીર છે તેવાં જ તેનાં ચક્ષુ છે અને તેવી જ તીક્ષ્ણ તેની જીભ છે. શું કહું? પાલી તો સૌંદર્યની અવધી છે, મહારાજ! અદ્ભુત છે, મહારાજ! દેવતા છે, મહારાજ! હું તો ગમાર છું; પૂછો આ સંજયને. એણે બહુ નાટકો વાંચ્યાં છે, અને શાસ્ત્રોય કંઈક ભણી નાખ્યાં છે. કહો તો ખરા, જરા પાલીનું વર્ણન કરે!'

સંજય બોલવા તૈયાર જ હતો.

'મહારાજ, એ એક જ છે કે જેને શબ્દોથી વર્ણવી શકાય નહીં; જેને નજરે દીઠા વિના, માત્ર કલ્પના કરવી મિથ્યા છે.'

બિંબિસારે વેધક દૃષ્ટિથી બન્ને તરફ જોયું. ન સંભળાય તેવી રીતે એક છૂપો દર્દભર્યો શ્વાસ લીધો અને બહુ વખત પૂછેલો સવાલ ફરી પૂછ્યો: 'અને, પાલી હજુ પરણી નથી?'

'ના, મહારાજ.' સંજયે છઠ્ઠી વખત એનો એ જ જવાબ વાળ્યો. 'પાલીને હજુ કોઈ પરણી શક્યું નથી.' તેણે ભાર દઈ કહ્યું.

બિંબિસારે બલદત્તે આપેલાં બે તીરોને હાથમાં લઈ ફેરવતાં કહ્યું:

'એનું કારણ ખરેખર—'

'હા, મહારાજ. આપ ધારો છો તે જ છે. પાલીને યોગ્ય, પાલીને પરણનાર યુવાન પુરુષ એ બાજુ જન્મેલો હોય તેવું હજુ તો કોઈએ સાંભળ્યું નથી.'

'મહારાજ, મારી રેવા પાસેથી અમે રજેરજ માહિતી મેળવી લીધી છે.'

'તારી રેવા તારી સાથે આવી છે?'

'ના, મહારાજ. અમારા પંચે રેવાને કાઢી મૂકવા મને ફરજ પાડી હતીને! આપ તો બધું જાણો છો, મહારાજ! કેમ? વરસાદને

લીધે નહી પાર આસ્થી સામે રેવાને એક દિવસ રહેવું પડ્યું હતું! પણ પંચે કહ્યું: રેવા પતિત છે. સ્વર્ગસ્થ વડીલોએ પણ કહ્યું: રેવા પતિત છે. અને મનેય ગુસ્સામાં લાગ્યું કે રેવા પતિત છે. પરંતુ મહારાજ, ખરું કહું છું—વૈશાલીમાં રહેવા છતાં, દરેક લિચ્છવીએ પાલી સામે જોયું છે, રેવા સામે જોવાની કોઈએ હિંમત કરી નથી. મહાનામ તેને પોતાની પાલક પુત્રી જ માને છે! કેમ સંજય?'

સંજયે સ્મિત કરી બિંબિસાર તરફ જોયું અને બોલ્યો: 'અલબત્ત એક વાતનું રેવાએ બ્રહ્મદત્તને વચન આપ્યું છે કે જ્યાં આમ્રપાલી હશે ત્યાં રેવા પણ તેની સાથે જ રહેશે; એટલે, રેવાને અહીં લાવવી હોય તો માત્ર એક જ રસ્તો છે—પાલીને અહીં લાવવી. અને પાલીને અહીંયાં લાવવી એ અમારા જેવા બ્રાહ્મણનું ગજું નથી.'

'મહારાજ, ખરી વાત છે. સંજય જેવા તો હજાર હોશિયારો આમ્રપાલીને જોતાં ઊભી પૂંછડીએ નાસે. રેવા ન હોત તો ખબર પડી જાત! એટલી બહાદુર છે આમ્રપાલી! બુદ્ધિમાન, સુંદર, આકર્ષક, અદ્ભુત, અદ્વિતીય, અવર્ણનીય, અ...'

'બસ કર. બ્રહ્મદત્ત, હદ આવી ગઈ.' સંજયે બ્રહ્મદત્તને વચમાં જ ચૂપ કરી દેતાં કહ્યું. પછી મીઠું હસી બિંબિસાર તરફ મોઢું ફેરવી હાથ જોડી બોલ્યો:

'મહારાજ, આપની નિદ્રામાં વધુ અંતરાય કરવાનો અમારો હવે અધિકાર નથી. પરંતુ અંતમાં એટલું કહું છું—કહી દઉં? મહારાજ, પાલીને માટે એક જ પુરુષ વિદ્યમાન છે અને તે મગધરાજ બિંબિસાર.'

સંજયે એટલું કહી બ્રહ્મદત્ત કંઈ વધુ બોલે તે પહેલાં તેને ચૂપકીથી કોણી મારી ઉઠાડ્યો અને વિધિપૂર્વક આજ્ઞા લઈ, બન્ને જણા શયનગૃહની બહાર ચાલ્યા ગયા.

પાલીનાં તીરો હાથમાં ફેરવતો બિંબિસાર એકીટશે તેમને નીરખી રહ્યો. રાજગવૈયા મોહિનીપુત્રનો કંઠ પૂર્ણ બહારમાં ખોલી નીકળ્યો હતો. અને સાથે, જાણે તેના ગીતની પૂર્ણતાને સંપૂર્ણ કરવા એક સ્ત્રીનો મીઠો અવાજ તેના અવાજ સાથે ભળવા માંડ્યો.

બિંબિસારનો આત્મા, શરીર, હૃદય કોઈ અનિવાર્ય આકર્ષણ તરફ ઘસડાઈ રહ્યાં હતાં. તેનાં ચક્ષુ તીરોને જોતાં હતાં અને છતાં નહોતાં જોતાં. તેના કાન મોહિનીપુત્રનું ગીત સાંભળતા હતા અને છતાં નહોતા સાંભળતા. બિંબિસારના કાનમાં સંજયના મીઠા શબ્દો ગુંજી રહ્યા હતા: 'પાલીને માટે એક જ પુરુષ વિદ્યમાન છે: મગધ-રાજ બિંબિસાર!'

મહામાત્ય દેવેન્દ્ર, રાજપ્રાસાદના મુખ્ય પ્રવેશદ્વારમાં જ હજુ ઊભા હતા. બ્રહ્મદત્તને મોકલાવી દઈ સંજય એકલો તેમની પાસે નમન કરી આવી ઊભો. મહામાત્ય હસ્યા, સંજયને ખભે હાથ મૂકી બોલ્યા: 'જ્યાં સુધી તારા જેવો એક માણસ પણ મારી પાસે છે, ત્યાં સુધી હું ઘણું કરી શકું તેમ છું. એક સાથે મૂરખ દેખાવું અને બુદ્ધિપ્રધાન રાજશેતરંજો ખેલવી એ કોઈ સામાન્ય માણસનું કામ નથી.'

'ગુરુએ શિષ્યનાં વખાણ કરવાં ન ઘટે.' સંજય વિનયપૂર્વક બોલ્યો. દેવેન્દ્ર હસી પડ્યા. સંજયે ઉમેર્યું: 'હવે તો મહારાજનાં અણુઅણુમાં આમ્રપાલી રમી રહી છે.'

'એટલાથી જ સંતોષ નથી માનવાનો સંજય. લગ્ન પણ—' એટલું કહેતાં દેવેન્દ્ર એકદમ ચૂપ થઈ ગયા. વાત્સલ્યપૂર્ણ હાથ સંજયની પીઠ પર ફેરવ્યો અને જવાની રજા આપી. સંજય ચાલવા માંડ્યો.

મોહિનીપુત્રનું ગીત હૃદયંગમ રાગિણીમાં સંભળાતું હતું. મોહિનીપુત્રની પ્રેયસી તેના કંઠ સાથે કંઠ મિલાવી રાગિણીને છેડતી હતી. દૂરદૂર ચાલ્યા જતા સંજયની પીઠ ભણી જોતાં વૃદ્ધ દેવેન્દ્રને

બચપણ સાંભરી આવ્યું. રાગિણીએ યાદશક્તિને સતેજ બનાવી. મહામાત્યને બચપણ પછી તરત યુવાની યાદ આવી. યુવાનીનાં ઉન્મત્ત સ્વપ્નો આંખ આગળ તરવરવા લાગ્યાં. વૈશાલીનો એકેએક માર્ગ ને એકેએક પ્રાસાદ તેમનાં ચક્ષુ સમક્ષ ખડાં થઈ ગયાં. પોતે લિચ્છવી ન હોવા છતાં, એક લિચ્છવીને તેની માતૃભૂમિ માટે ગળથૂથીમાંથી જ જેટલો અનુરાગ પિવડાવવામાં આવતો તેટલો જ અનુરાગ તેમને વૈશાલી તરફ હતો. પોતાની મૃત માતાનો વૈશાલી પ્રત્યેનો અનહદ પ્રેમ તેમના હૃદયમાં પુનઃ જાગ્રત થયો. વૈશાલીને મગધ સાથે જોડવાનો તેમનો દૃઢ સંકલ્પ ફરીથી વેગવાન બન્યો.

મહામાત્યને યુદ્ધ પસંદ નહોતું. તે બુદ્ધાનુયાયી હતા. મહારાજા બિંબિસારનાં યુદ્ધપ્રેમ અને સાહસ તેમને જરાય ગમતાં નહિ લિચ્છવીઓ દુશ્મન તરીકે બહુ ઝનૂની, અણનમ અને ક્રૂર હતા. પરંતુ હૃદયના નિખાલસ હતા ને નીચ તો નહોતા જ. મહામાત્ય તે બહુ સારી રીતે જાણતા હતા. લિચ્છવીઓની નિર્બળતાઓ તેમને કોઈ પણ મુત્સદ્દી કરતાં વધુ માલૂમ હતી, અને તેથી હસતાં હસાવતાં જે મરે તેની સામે હથિયારનો ઘા કરવો તેમને કેવળ નિરર્થક લાગ્યો હતો.

એટલે, મહામાત્ય દેવેન્દ્રને વૈશાલી જીતવી હતી—એક પણ લિચ્છવીનું લોહી રેડ્યા વિના; એ તેમનો દૃઢ નિશ્ચય હતો. ફક્ત તેઓ એકલા જ તેમના દૃઢ નિશ્ચયને જાણતા હતા; સંજય પણ નહીં. ધીમી ગતિએ મહામાત્ય તેમના પ્રાસાદ ભણી ચાલવા મંડ્યા અને તેમનાથી સો કદમ પાછળ તેમના અંગરક્ષકો પણ હતા.

રાજા બિંબિસારના હાથમાં હજુ બે તીર રમતાં હતાં.

મોહિનીપુત્ર અને તેની પ્રેયસીનું ગીત હજુ ચાલુ હતું, ખીલતું હતું.

## [ ૫ ]

'**શો** ઉત્તર છે, મહાનામ ?'

પોતાની જીતનો વધુ આનંદ માણતો હોય તેમ મૂછોને હળવે આમળા દેતો અભય લિચ્છવી, ઝીણી આંખે મહાનામ તરફ જોઈ રહ્યો. તેના મોઢા પર તિરસ્કારમિશ્રિત ભયંકર હાસ્યની ગુપ્ત રેખા હતી.

પરંતુ મહાનામની પીઠ અભય તરફ હતી. તેમની આંખો ઝરૂખામાંથી દૂર દેખાતા તેમના પ્રાસાદ પર ઠરી હતી. તેમનું હૃદય પ્રાસાદના બગીચામાં ફરી રહેલી પાલી ભણી હતું. અને તેમનું મન, તેમની સળવળી રહેલી વૃદ્ધ છતાં સશક્ત આંગળીઓને ધ્યાનમાં રાખીએ તો, અજીતના ગળા પર બેઠું હતું.

અભયના શબ્દોએ તેમને ધ્યાનભંગ કર્યા. તેમણે પીઠ ફેરવી; મદ્યના બે સુંદર કટોરા લઈ અભય તેમની સામે જ ઊભો હતો. અભય તરફ તાકી, જોઈ રહી, મહાનામ બોલ્યા :

'અશક્ય, અભયરાજ! કેવળ અશક્ય! એ નહીં બને.'

'નહીં બને?' મદ્યના કટોરા તરફ જ આંખ રાખી અભયે પૂછ્યું.

'ના, નહીં બને.' અગાઉની જેમ ફરીથી મહાનામનો નિશ્ચયાત્મક અવાજ સંભળાયો.

'નહિં બને?' અભયે ફરી પૂછ્યું. આ વખતે તેણે આંખ ઊંચી કરી. મોઢા પર છવાયેલું સ્મિત આછું થયું.

'ના, ના, ના.' બોલતાં બોલતાં તો મહાનામ અભયની પાસે ધસી આવ્યા; પરંતુ અભયની આંખ સુદ્ધાં ન ફરકી. હતો તેમ, તેમના તરફ તે જોઈ રહ્યો, અને બોલ્યો: 'એ બનવું જ જોઈએ, મહાનામ.'

'અભય, આપણી ઉંમર, અત્યારે માગધીઓ સામે રણક્ષેત્રમાં ઝઝૂમવાની અથવા ભિક્ષુક બની જગતને ખૂણે ખૂણે ઉપદેશ આપવાની છે; જુવાન છોકરીઓને પરણવાની નથી.'

મહાનામ એટલું કહી એક ઊંચા બાજઠ પાસે ગયા અને તેના પર મૂકેલાં તલવાર અને મુકુટ ઉઠાવ્યાં, પરંતુ બારણા તરફ જવા તેમણે જેવી પીઠ ફેરવી, તો સામે રસ્તો રોકવાનો જરાય દેખાવ કર્યા વગર, રસ્તો રોકતો અભય ઊભો હતો. તેના મોઢા પર હજુ પૂર્વવત્ આછું ભીષણ હાસ્ય હતું.

'મારે ઉંમર અને ઉપદેશની જરૂર નથી, મહાનામ. બન્ને મારી પાસે છે અને પુષ્કળ છે.'

મહાનામના દાંત આ શબ્દો સાંભળતાં એક એક સાથે સજ્જડ બેસી ગયા. આંખો ખેંચાઈ. તલવાર પરની મૂઠ જરા સખત બની; પરંતુ એક ક્ષણમાં સંયમ લાવી બોલ્યા: 'પાલી મળવી અશક્ય છે.'

અભયનો હસતો ચહેરો એકાએક ગંભીર બની ગયો. સેતાનનું મૂર્ત સ્વરૂપ જાણે મહાનામ આગળ એક પળમાં ખડું થઈ ગયું નિશ્ચય-પૂર્વક ગંભીર અવાજે તે બોલ્યો: 'હું પાલીને મેળવીશ જ.'

'મહાનામની તલવાર વચમાં આવશે, અભય.'

મહાનામની આંખો આટલું બોલતાં વધુ મોટી બની ગઈ-જાણે તણખા વેરવા; પરંતુ અભયના મોઢા પર પૂર્વનું હતું તેવું હાસ્ય છવાઈ ગયું. તે બોલ્યો: 'અભયની સામે કઈ તલવાર અખંડ રહી છે, મહાનામ?'

'મહાનામની નગ્ન તલવાર અભય લિચ્છવીએ હજુ નજીકથી જોઈ નથી. પ્રાણુને શરીરથી વિખૂટો પાડવા જ તે મ્યાનમાંથી બહાર નીકળે છે.'

મહાનામ એટલું બોલી, દ્વારની બહાર નીકળી ગયા. અભયે 'આવજો' 'જજો 'નો સામાન્ય વિવેક પણ ન કર્યો; હતો તેમ, હતા તેવા ભાવ સાથે, થોડીક ક્ષણ તે ઊભો રહ્યો. પછી ધીમે રહી એક હાથ ઊંચો કરી મદ્યવાળો એક કટોરો હોઠે અડકાડયો, અને બોલ્યો: 'અભય ધારેલી વસ્તુ મેળવી શકે છે.' કટોરો ખાલી થતાં તે ઝરૂખા તરફ ગયો. તેની આંખો ઝરૂખામાંથી દૂર દેખાતા મહાનામના પ્રાસાદ પર ઠરી. પ્રાસાદના બગીચામાં ફરતી પાલીનો તેને ખ્યાલ આવ્યો અને બડબડયો: 'પાલી મારી છે. એને મારી કરીશ જ.' અને ધીમેથી બીજો કટોરો મોઢે માંડચો. પછી તે એકાએક હસી પડચો. હસતાં હસતાં તેણે પાછું વળી જોયું અને અટકી પડચો. દ્વારની વચ્ચોવચ સુધીર ઊભો હતો. તેને માથે અને ખભે હજુ પાટા હતા. તેનું શરીર ટટાર હતું. હાથની મુઠ્ઠીઓ સખત બની હતી. પાતળા હોઠ સજ્જડ બિડાયેલા હતા. તેનું મોઢું ગુસ્સાથી લાલ થઈ ગયું હતું. અજયે સ્મિત કરતાં પૂછ્યું:

'કેમ છે સુધીર ?'

'મને સુધીર ન કહો, શત્રુ કહો. આજથી આપણે બન્ને એક–બીજાના શત્રુ છીએ – આજીવન.'

અને એટલું બોલ્યા પછી સુધીર તરત જમીન પર ઢળી પડચો. અભયના હાથમાંથી બન્ને કટોરા નીચે પડચા. પાલીમય બનેલું સુધીરનું મગજ એટલું ગતિમાન બન્યું હતું કે દબાવેલા ક્રોધની અસર તેના મગજ પર થઈ અને તે બેભાન થઈ પડી ગયો. પોતાની પાલીને કોઈ 'મારી કરીશ' કહે એ સહેવું સુધીર માટે અશક્ય

હતું. અને આ ઊંડેરી વાત અભય જેવા રાજખટપટીને સમજતાં જરાય વાર ન લાગી......

થોડેક જ છેટે નર્તિકા રેણુકાના મહેલમાં આનંદ છલકી રહ્યો હતો. વૃદ્ધ રેણુકાની–અભયની એક વખતની રેણુકાની છોકરીઓ વૈશાલીના યોદ્ધાઓનાં દિલ હરતી હતી. સંગીત અને નાચની ધૂનમાં નર્તિકાઓના પાયલ, મૃદંગના તાલ, અને કંઠમાંથી નીકળતા આલાપના આરોહઅવરોહોની સાથોસાથ, નવજુવાનોના 'આહ' અને 'હાય હાય'ના ધ્વનિ ઊર્ધ્વગામી થઈ દૂર દૂર સંભળાતા હતા.

મહાનામ પોતાના પ્રાસાદમાં પહોંચ્યા. પરંતુ તેમના હૃદયમાં તુમુલ યુદ્ધ ઊઠયું હતું. મધ્યરાત્રી થઈ હતી તો પણ મહાનામ હજી એમના શયનગૃહમાં આંટા માર્યા કરતા હતા. કોઈ પણ પ્રસંગે ચિત્તની સમતુલા ન ગુમાવનાર અને મોં પર ચિર શાન્તિ રાખનાર સંયમી પુરુષ મહાનામ પુત્રીના ભવિષ્ય ખાતર બેચેન બન્યા હતા. પિતાની આ ક્ષુબ્ધ મુખમુદ્રા, સામે એક બેઠક પર બેસી તેનો પુત્ર આનંદ ચૂપચાપ નીરખી રહ્યો હતો. એ દલીલો કરતો હતો. એની દલીલો સચોટ હતી. વૈશાલીનું ભાવિ જાણે પિતાપુત્રના હાથમાં રમી રહ્યું હતું. હતું પણ તેમ જ, અને તેનું કારણ હતું પાલી. એક સ્ત્રી, એક સુંદર યુવાન સ્ત્રી – મહાનામની પુત્રી !

'બેટા, અભય જેવા પાશવી અને નીચ, છતાં શક્તિશાળી લિચ્છવી સામે ખુલ્લી રીતે બહાર પડવાથી તો આખું વૈશાલી ખળભળી ઊઠે.'

'હજારોનું સત્યાનાશ કરનાર એક નીચને મારી નાખવામાં જરાય પાપ નથી, ઊલટું એને જલદી મારી ન નાખવો એ જ અધર્મ છે.'

'અભય અજિત છે, બેટા. વૈશાલીને એની બહુ જરૂર છે, એની રાજનીતિની આપણને જરૂર છે. એની બુદ્ધિની આપણને જરૂર છે. એ જ બુદ્ધિથી તેણે ઘણાંનાં મોઢાં બંધ કર્યાં છે–આપણા દુશ્મનોનાં

અને પોતાના દુશ્મનોનાં. લોકોની આબરૂ એણે એવી ખૂબીથી પોતાના હાથમાં રાખી છે કે તેનો શિકાર ક્રોધાગ્નિથી અંદરને અંદર બળી-બળીને ખાખ થઈ જાય, છતાં તેની વિરુદ્ધ વર્તી ન શકે.'

'હું વર્તીશ, હજારોને વર્તતા કરીશ.'

'એકલા નીચને પહોંચી શકાય, એકલાં બુદ્ધિમાનને પહોંચી શકાય, પરંતુ નીચ અને બુદ્ધિમાન બેઉ હોય તે ભારે પડી જાય. અભય નીચ અને બુદ્ધિમાન બન્ને છે. સાધુ બનીને પિશાચ થતાં તેને આવડે છે. એક આંખે રડી બીજી આંખે તે હસી શકે છે. તાલપુટ નટરાજને પણ ભુલાવે તેવા અભિનય કરતાં તેને આવડે છે. મહા દાંભિક છે એ. સત્ય અને પ્રામાણિકતાના પડદા પાછળ અને દેશભક્તિ અને જુવાનોની શક્તિના બહાના હેઠળ, વૈશાલીના એકેએક જુવાનને પાગલ બનાવી દેવાની તેનામાં શક્તિ છે. સૌ મોટેરા તેના અત્યાચારો જાણે છે, પરંતુ કોઈ કંઈ બોલી શકે તેમ નથી.'

'કારણ ?'

'અભયની જગા લે તેવો કોઈ પાક્યો નથી. વૈશાલીની રાજ-નીતિ તે ઘડે છે. રાજામહારાજાઓને સીધા જવાબો દેતાં શિખવાડે છે. આપણે યુદ્ધમાં ખપી જનારા; પરંતુ ક્યાં ને સારી રીતે મરી ખૂટવું તે સલાહ અભય આપે છે. એટલે જ મારી તલવાર, માત્ર અભયની સામે આવશે; પણ એને મારી નહીં શકે.'

'અભય ભલે વૈશાલીનો ઈશ્વર બની ફરે. પરંતુ પિતાજી, આબરૂ આગળ અભયની મને જરાય કિંમત નથી. ધર્મની ખાતર માણસ મરે છે, મારે છે. સ્વમાન અને વડીલોનું ગૌરવ સાચવવા હજાર વાર મરવું પડે તો હું મરીશ. એ મારો ધર્મ છે. હું લડીશ. એકલો લડીશ. પરંતુ અભયને જીવવા નહીં દઉં.'

'અભયને જીવતો રાખવો જ પડશે.'

'તો પાલી મરી જશે. નીચ બુદ્ધિમાનને પરણવા પહેલાં તે જરૂર મરી જશે. હું મારી જાતે એને મારી નાખીશ.'

'તમારા ભાઈબહેનના પ્રેમથી તો મનેય કોઈ વાર અદેખાઈ આવે છે. પરંતુ—પરંતુ, અભયની હા આપણેય હા કરવી જ પડશે.' મહાનામ બહુ ધ્યાનપૂર્વક નિશ્ચય કરતાં કરતાં બોલ્યા. નિષ્પક્ષપણે ન્યાય આપવાની તેમની રીત અહીં પણ તેવી જ રહી. જાણે કપાતા હૃદયના ટુકડા સરતા હોય તેમ તેમના શબ્દો નીકળવા માંડ્યા.

'હું બાપ છું, બેટા. દીકરીના બાપની વ્યથા તારા જેવો જુવાન નહીં સમજી શકે. દીકરીના બાપને ગુમાન ગળી જઈ પરાજિત, પરાધીન રહેવું પડે છે – માત્ર દીકરીના સુખને ખાતર. પરંતુ હું પરાજિત અને પરાધીન બનું છું, વૈશાલીને ખાતર.'

મહાનામે છેલ્લો નિર્ણય કરી નાખ્યો. પરંતુ આનંદને એ સ્વીકાર્ય ન હતો. આનંદ મહાનામનો પુત્ર હતો. પોતાના સિદ્ધાંતને પ્રાણાંતે વળગી રહેવાની શક્તિ તેને પણ પિતા તરફથી જ વારસામાં મળી હતી. તેનું લોહી ઊકળી ઊઠ્યું. પિતા તરફ જોતાં તે ગાજી ઊઠ્યો : 'અભય લિચ્છવી અને પાલી વચ્ચે આપની તલવાર નહીં, મારી તલવાર આવશે; પિતાજી.'

'વૈશાલી, બેટા, વૈશાલી.' વૃદ્ધની આંખો જાણે એકાએક બહાર આવવા માંડી. તેમના મોં પર એક અકલ્પ્ય ભાવ ઊઠી આવ્યો. ક્રોધે ભરાયેલો આનંદ પણ ઘડીભર પોતાના પિતા સામે જોઈ રહ્યો. કોઈ પ્રગલ્ભ પિતૃઆત્મા યા વૈશાલીની સમસ્ત જનતાનો સંરક્ષક કો મહા આત્મા જાણે ગહનતામાંથી નીકળી મહાનામમાં પ્રાદુર્ભાવ પામ્યો. તેઓ ઊભા થઈ ગયા. તેમના વૃદ્ધ શરીરમાં અને અવાજમાં કંપ આવ્યા.

'આનંદ, એક વખત તને શિખવાડયું હતું, આજે ફરીથી શીખ.

જો લિચ્છવીઓમાં જરાય કુસંપ પેઠો, કે જરાય હાંસાતોસી શરૂ થઈ તો વૈશાલીને બિંબિસારે ઝડપી જ સમજજે. માગધીઓ અને લગભગ આખો જંબુદ્વીપ આપણને ધર્મવિહીન, ક્રૂર, જડ અને માત્ર લડી જાણનારાઓ તરીકે ઓળખે છે. સદીઓ જૂની આપણી સ્વતંત્રતા, આપણા નિયમો અને નીતિરીતી તેમને ગમતાં નથી. બ્રાહ્મણો આપણો આત્મા વેચાતી ગુલામ બનાવવા માગે છે, અને ક્ષત્રિયો આપણી સ્વતંત્રતા ઝૂંટવવા માગે છે. ધ્યાનમાં રાખ બેટા; મલ્લો, શાક્યો અને માગધીઓ વૈશાલી પર ત્રાટકી પડવા તૈયાર છે. લાખોના હિત આગળ પાંચપચાસનાં સુખસગવડની ગણતરી કંઈ જ નથી. એક પાલીથી હજારો બચતા હોય તો એ પાલીની જરૂર નથી: મારી પુત્રી છે છતાં.'

'પરંતુ આપણી આબરૂ !'

'આપણી આબરૂ પહેલાં વૈશાલીની આબરૂ. બેચાર લિચ્છવીઓ બરબાદ થતા જોવાશે, પરંતુ તમામ લિચ્છવી પ્રજા નિર્મૂળ થતી નહિ સહેવાય. આનંદ, અભય લિચ્છવીને હું જાહેર રીતે નહિ તિરસ્કારું.'

'તો પછી પાલીનું શું ?'

'પાલી......' મહાનામ અટકી પડ્યા. સ્થિર નેત્રે આનંદ તરફ જોઈ રહ્યા. તેમનો કંપ અદૃશ્ય થવા માંડ્યો હતો. 'પાલી મારી દીકરી છે. મહાનામની દીકરીને એનો ધર્મ શિખવવાની જરૂર નથી.'

'પરંતુ અભય પરણે તે પહેલાં બીજું કોઈ એને પરણી જાય તો ?'

'તો ? પરણી જાય !'

'પરણી જ જશે !'

'પરંતુ બહુ જ જલદીથી પરણી જાય તો. અભયને આ વાત

લોકચર્ચામાં ફેલાવતાં બહુ સમય નહિ લાગે. આંખોમાં ધૂળ નાખી કામ કાઢી લેતાં અભયને બહુ ઓછી વાર થાય છે એ ભૂલતો નહિ!'

'એની આંખમાં હું ધૂળ નાખીશ, પાલીને પરણાવી દઈને.'

'તારા શબ્દોમાં મને શ્રદ્ધા છે.'

મહાનામ એટલું કહી શય્યામાં ઢળી પડયા. આનંદે હળવે રહી તેમના પગ શય્યામાં મૂકયા. મહાનામે પડખું ફેરવ્યું. તેમની આંખમાં આંસુની એક આછી છાલક હતી.

આનંદ તે જોઈ ન શકયો.

શયનગૃહની બહાર પગ મૂકતાં આનંદ અટકી ગયો. ત્યાં દાસી ભદ્રા ઊભી હતી. તેને જોતાં આનંદનો રહ્યોસહ્યો ક્રોધ અદૃશ્ય થઈ ગયો. ભદ્રાનાં સ્નેહપૂર્ણ નયનો તેનું કારણ હતાં. આનંદે દરવાજો બંધ કર્યો. ભદ્રા હતી તો દાસી, પરંતુ તેનો ભૂતકાળ કોઈ જાણતું નહિ. મહાનામના ગૃહની આંતરવ્યવસ્થાની તે અધિષ્ઠાત્રી હતી. કોઈ તેને દાસી ગણતું નહિ. તેની પાસે એક જ વસ્તુ હતી, અગાધ અસીમ પ્રેમ અને તેનું અર્પણ થતું આનંદને ચરણે.

દાસીને પરણવું આનંદ માટે વસમું એટલા પૂરતું હતું કે મહાનામ વૈશાલીના એક અગ્રણી હતા. બન્ને વચ્ચેનો પ્રેમ ધીરે ધીરે, બહુ ગુપ્ત રીતે, એ સ્થિતિએ પહોંચી ગયો હતો કે તેમાંથી બન્નેએ છૂટાં પડવું અસંભવિત બન્યું હતું. બન્નેનું હૃદય સાક્ષી પૂરતું હતું કે મરણ પણ તેમને વિખૂટાં નહિ પાડી શકે.

અને છતાં,

બન્ને વચ્ચે પ્રેમનો ઉચ્ચાર કોઈએ સાંભળ્યો ન હતો. કારણ તેઓ પ્રેમની પરિભાષામાં કદી વાત કરતા નહીં. ન કોઈએ તેમનો પ્રેમ દેખ્યો હતો–કારણ બન્ને કોઈને દેખવા દેતાં ન હતાં. તેમનો પ્રેમ માત્ર પ્રેમ હતો: અગાધ ને અંતરનો.

થોડીવાર એકમેક તરફ જોઈ રહ્યા પછી ભદ્રાએ મૌન તોડ્યું.

'પરણનારને શોધ્યા પહેલાં પરણાવવાની ધમાલ શા કામની? પાલીને પરણનાર પાલી કરતાં હોશિયાર જોઈએ. છે?'

'તારા ધ્યાનમાં છે?'

'ના.'

'કોઈ જ નથી?'

'હશે તો ખરો.'

'કોણ છે? ક્યાં? કેમ જાણ્યું?'

'ઈશ્વર શેર માથે સવાશેર રાખે જ છે. પાલીનો સવાશેર ક્યાંક હશે તો ખરો જ ને!'

આનંદ હસી પડ્યો.

ભદ્રા અનિમેષ નેત્રે તેને જોઈ રહી.



## [૬]

**વૈશાલીનાં** હાટ મંદિરો પર રાત ઊતરી ચૂકી હતી—ચાંદની રાત.

રંગીલા લોકો કૂટાગારથી (વૈશાલી નગરીનું એક સુપ્રસિદ્ધ ઉદ્યાન, જ્યાં બૌધ ભિક્ષુઓ રહેતા.) થોડેક દૂર આવેલા મહાઉદ્યાનમાં પ્રિયતમાઓ સાથે ફરતા હતા. કેટલાક ઘર તરફ પાછા વળતા હતા. કેટલાકના ગળામાં, હજ્જુય ઝાડની ઘેરી ઘટા નીચે, શિલા પર તેમની પ્રિયતમાઓના હાથ વીંટળાયેલા હતા.

કેટલાક એવાય નિર્બંધ નિરંકુશ જુવાનો હતા જેઓ પોતાની રંગીલી રૂપસુંદરીઓ સાથે અજબ મસ્તીમાં ઉદ્યાનમાં હજી હવે પ્રવેશતા હતા. તેમના હોઠ પરનું મદ્ય હજી સુકાયું ન હતું. તેમની પ્રેયસીઓ કાં તો નર્તિકાઓ હતી અથવા ગાયિકાઓ; જેમના તરફ દિવસે કોઈ ફિટકારથી પણ જોતું નહિ.

વૈશાલી નગરી હતીને! વૈશાલીને સંગીત અને નૃત્યની જરૂર હતી. એટલે તેમના કલાકારોને પણ લલિતકલાઓ જેટલું જ સન્માન અપાતું. એ નર્તિકાઓ અને ગણિકાઓ વૈશાલીના જુવાનોની બુદ્ધિ કસવા અને તેમને ઉલ્લાસમાં રાખવા જરૂરી હતી.

ઉદ્યાનની એક બાજુએ અત્યારે પ્રેક્ષકોની ઠઠ જામી હતી. કોઈ

કોઈવાર આખા ઉદ્યાનને ભરી દે તેવી રીતે જોનારાઓ હસી પડતા અને કોક ઝાડ નીચે એકાંતમાં સંવનન કરતાં જોડલાં ચોંકી ઊઠતાં. પશ્ચિમના દેશોમાંથી કેટલાક નાટકિયાઓ આવ્યા હતા. કઠપૂતળીઓનું નાટક તે ભજવતા. કેટલાક શોખીન જુવાનોના આગ્રહથી અત્યારે એક નાટક ભજવાઈ રહ્યું હતું. તેલનાં કોડિયાના પ્રકાશમાં દરેક પૂતળી સ્પષ્ટપણે દેખાતી. પૂતળીઓના આકાર આબેહૂબ સ્ત્રીપુરુષોના હતા. ઘોડા, ઊંટ, હાથી, કૂતરાં, પોપટ, મેના અને ચકલીઓ સુદ્ધાંનાં પૂતળાં હતાં: જાણે બે ગજમાં સમાઈ જતી વિશ્વકર્માની નાનકડી સૃષ્ટિ.

કઠપૂતળીઓના સૂત્રધારો પ્રેક્ષકોને દેખાતા ન હતા. કઠપૂતળીઓની નાનકડી રંગભૂમિની આસપાસ સુશોભિત ચિત્રવાળો પડદો હતો અને તેની પૂઠે ઊભા રહી સૂત્રધારો પૂતળીઓને નચાવતા હતા. બન્ને હાથની દસ આંગળીઓ અને જીભ પર તેમનો અદ્ભુત કાબૂ હતો. તેમની આસપાસ એક નાનકડું વાદ્યમંડળ પણ છુપાયું હતું, એટલે કઠપૂતળીઓ માત્ર બોલતી જ નહીં પણ ગાતી હતી અને નૃત્ય કરતી હતી. સૂત્રધારો તેમની કલામાં એટલા કુશળ હતા કે કેટલીક ગાનારીઓ પણ મોઢું ફાડી પૂતળીઓનાં નૃત્ય અને સંગીતને મુગ્ધતાથી જોઈ રહી હતી.

નાટક પણ અજબ હતું. એક વૃદ્ધ એક જુવાન છોકરીને પરણવા તૈયાર થયો છે અને છોકરી પોતાની સાહેલીઓ સાથે મળી પરણનારની એવી મશ્કરી કરે છે કે છેવટે થાકીને તેને ના કહેવી પડે છે. સમાજના કેટલાક નખ્ખોદિયાઓ પ્રત્યેના પ્રહાર, સુંદર વ્યંગ અને છટાથી બોલાતા વેધક શબ્દો ઘડીમાં પ્રેક્ષકોને ગંભીર બનાવી દેતા, ઘડીકમાં ગણગણાટ કરતા બનાવી મૂકતા અને ઘડીવારમાં હાસ્યની છોળોમાં તર કરી દેતા.

પ્રેક્ષકોની પાછળ એક માણસ ઊભો હતો. દેખાવ કરવાની ખાતર

તે કઠપૂતળીઓ તરફ જોતો પરંતુ એની નજર ચારે બાજુ ફરી જતી હતી અને પછી એક ધીમો શ્વાસ લઈ તે નાચ જોવાને બહાને કઠપૂતળીઓ તરફ પાછું મોઢું ફેરવતો.

એવામાં એક બાજુએ કોલાહલ થવા માંડ્યો અને જોતજોતામાં રેવા તેના બે અંગરક્ષકો સાથે હાંફતી હાંફતી આવી પહોંચી. પાલીની રેવાને અહીં મહાઉદ્યાનમાં જોઈ કેટલાક જાણકારોએ તરત માર્ગ આપ્યો. રેવાની આંખો લાલચોળ હતી. રંગમાં ભંગ પડ્યો. નાટક અટકી ગયું.

'એલા એ ! કેમ, તમને હું કહી નહોતી ગઈ કે આજ રાત્રે અમારે ત્યાં નાટક કરવાનું છે! છતાં, અહીંયાં ક્યાં મોતીઓનો વરસાદ વરસવાનો છે તે ધાંટા પાડવા આવ્યા છો? ભાન છે તમને, મહાનામના ઘરનું આમંત્રણ પાછું ઠેલવામાં કેટલું સોસવું પડશે તે ?'

'પરંતુ બાઈ–' નાટક બંધ કરતાં દાઢીમૂછાળો ખૂબસુરત મુખ્ય સૂત્રધાર બોલ્યો.

'અરે, ચૂલામાં ગઈ બાઈ! કેવી જાત છે તમારી, કોણ જાણે ! પેલો સાકેતનો સંન્યાસી ખરું કહે છે કે નાટકિયાઓથી તો દૂર જ રહેવું.'

'પણ બાઈ...' દાઢીમૂછાળો સૂત્રધાર કંઈક વિનંતીભર્યા અવાજે બોલ્યો. 'અમે રહ્યા પરદેશી. તમોએ અમને લઈ જવાનું કહ્યું હતું. વાટ જોઈ જોઈ થાક્યા છતાં તમારું મુખ ન જોવા મળ્યું એટલે પછી શું કરીએ? અમે સમજ્યા કે ભૂખે ટળવળ્યાં કરવું તેના કરતાં ક્યાંક કસબ દેખાડી પેટનું તો સાધન કરી લઈએ! કહો તો હમણાં જ સાથે આવવા તૈયાર થઈએ.'

'હવે તે શું લઈ જાઉં, મારું કપાળ! કાલે લઈ જઈશ. તમે તમારી જગાએ જ રહેજો.' આટલું બોલી જેટલી ઝડપથી તે આવી હતી તેટલી જ ઝડપથી તે પાછી ચાલી ગઈ.

'આહ ! પાલી ! પાલી ! નાટકમાં શું જોવાનું છે ?' લથડતી જીભે એક જણે સવાલ પૂછ્યો. તે હતો સુધીર.

'ચૂપ મર.' તેનું મોઢું બંધ કરતાં તેની બાજુના જુવાને કહ્યું. તે હતો ચિરંજીવ. ચિરંજીવે સુધીરને અટકાવ્યો, પરંતુ તે મદના ઘેનમાં હતો. તેના હાથ પર હજી પારો હતો.

'હું ચૂપ નહિ મરું. તું મર. હું તો બોલીશ, બોલતો બોલતો મરીશ. જગતને સંભળાવતો મરીશ...જગતને સમજાવતો મરીશ.'

'અવાજ ધીમો કર, સુધીર.' ચિરંજીવે સત્તાવાહક અવાજે કહ્યું.

'શા માટે અવાજ ધીમો કરું ? હું જોરથી બોલીશ. હું લિચ્છવી છું, કોઈનો દાસ નથી. હું બોલીશ, જરૂર બોલીશ.'

'સુધીર !'

'હું કોઈથી બીતો નથી, ચિરંજીવ. અભય કે અભયના બાપથી પણ નહીં. પાલી મારી છે, મારી પોતાની; કાં તો એને પરણીશ, નહિ તો કપાઈ મરીશ; નહિ, આત્મહત્યા નહિ કરું. હું બીતો નથી, સમજ્યો !'

ચિરંજીવે સુધીરને કમ્મરમાંથી ઝાલી એને મોઢે હાથ મૂક્યો. કઠપૂતળીના નાટકની માફક આ બંનેની આસપાસ પણ મોટું ટોળું જામી ગયું. ચિરંજીવ ગભરાયો. સુધીર એના ઘેનમાં ગમે તેમ બોલ્યે જાય તે પહેલાં તેને ઘસડી જવા તેણે પ્રયત્ન કરવા માંડયો. પરંતુ સુધીર કોણ જાણે કેવી રીતે સશક્ત ચિરંજીવની બાથમાંથી છૂટયો અને દોડતો દોડતો એક પહાડ જેવા સૈનિકની પાછળ છુપાઈ ઘાંટા પાડી બોલવા માંડયો:

'બંધુઓ ! કોઈપણ વૃદ્ધ પુરુષમાં વિશ્વાસ રાખતા પહેલાં વિચાર કરજો. તમારા મુરબ્બી હોવાનો દાવો કરનારા રાજધુરંધરો, સમાજધુરંધરો, ધર્મધુરંધરો તમામ ચોર છે; દાંભિક છે; ઝેરી સાપ છે.'

ચિરંજીવ કંઈ ક્ષોભ પામતાં સુધીરને પકડવા દોડયો. પરંતુ સુધીરે તો એકને છોડી બીજાની પાછળ સંતાકુકડી રમવા માંડી. તેને ઘેન ચઢ્યું હતું. ગુસ્સો ચઢયો હતો. નફ્ફટાઈની હદ તેણે ઓળંગી દીધી હતી.

‘ જુઓ લિચ્છવીઓ ! આ મારો પરમ મિત્ર પણ મારો દુશ્મન છે. એ મને નિર્માલ્ય રહેવા ઉપદેશ આપે છે. એક ઝેરી સાપના ફૂંફાડા સામે મને કાયર, બીકણ, અને બાયલો થવા સલાહ આપે છે; પરંતુ હું સ્વતંત્ર લિચ્છવી છું. પાલી મારી છે. હું બીતો નથી–અભયથી કે અભયના બાપથી. ’

ચિરંજીવના હાથમાં સુધીર આવતાં આવતાં બચી ગયો. પાલી અને અભયના શબ્દો લોકોની કુતૂહલવૃત્તિ જાગ્રત કરવા માટે બસ હતા. સુધીર એક નાનકડી મંડળીમાં ભરાતાં બોલ્યો :

‘ મિત્રો ! અહીં ઊભેલો દરેક જુવાન મારો મિત્ર છે. પકડી રાખો આ ચિરંજીવને. એ કાયર છે, બીકણ છે, ને વધુમાં પરણેલો છે, તેથી ધરાયેલો છે. એ મારું મોઢું બંધ કરવા માગે છે. પરંતુ હું બંધ નહિ કરું. હું બોલીશ, ઊંચે અવાજે બોલીશ કે પાલી બુઢ્ઢાઓ માટે નથી, જુવાનો માટે છે; અમારે માટે છે. તમે મને નશામાં ન સમજતા. હું મારા ખરા હૃદયના ઉદ્‌ગાર કાઢું છું. અને અહીં ઊભેલા દરેકદરેક જુવાનને તલવાર કાઢી મારી પડખે ઊભો રહેવા આગ્રહ કરું છું. ’

પાલી અને અભય વિષે જાહેરમાં બોલવું કેટલું ભયંકર હતું તે ચિરંજીવ સારી રીતે જાણતો હતો. ઠઠ જામતી હતી અને સુધીરનો જુસ્સો વધુ જોર પકડતો હતો. એટલે પ્રેક્ષકો વધી જતા ચિરંજીવે છલંગ મારી સુધીરને પકડયો ને પટકયો. સુધીરને બેભાન થતાં જરાય વાર ન લાગી. ચિરંજીવે તેને ખભા પર ઉપાડી ચાલવા માંડયું.

આ બનાવના સ્થળથી થોડે છેટે એક ઝાડની ઓથે કઠપૂતળીના નાચને શાંત ચિત્તે જોનારો એક માણસ આ બધું સાંભળી રહ્યો હતો. અને બરાબર તેની પૂંઠે કઠપૂતળીઓનો દાઢીમૂછવાળો સૂત્રધાર સહેજ બેચેની અનુભવતો ઊભો રહ્યો હતો. લોકો બરાબર વેરાઈ ગયા એટલે તેણે ધીમેથી પહેલા માણસના કાન આગળ મોઢું લાવી પૂછ્યું: 'અભય કોણ છે, સંજય ?'

'એક નિર્ભય લિચ્છવી સરદાર, મહાન મુત્સદ્દી, અને હવે પ્રેમી.'

'પાલીને તે લઈ જવા માગે છે?'

'હા. પાલીને તે લઈ જશે જ.'

'એ નહીં બને.'

'એ તમારા હાથની વાત નથી. અભયને કોઈ રોકી શકે તેમ નથી, મહારાજ! લિચ્છવીઓના કટ્ટા દુશ્મનો કહે છે કે એક જ રસ્તામાં ઝેરી સાપ અને અભય સામા મળે તો સાપને છોડી દેવો પરંતુ અભયને મારી નાખવો.'

'ધીમે બોલ, સંજય.'

સંજય ચૂપ થઈ ગયો. રાજા બિંબિસાર ધીમે રહી ઝાડના મૂળ પર બેઠો. સૂત્રધારના સ્વાંગમાંય તેનું રૂપ ઢાંક્યું રહેતું ન હતું. બનાવટી દાઢીમૂછ પહેરવા છતાં તેની આંખોના ચમકારા કોઈપણ સુંદર સ્ત્રીને આકર્ષવા પૂરતા હતા.

એવામાં એક જણે આવીને કહ્યું: 'ભોજન તૈયાર છે, મહારાજ!'

'શ્...શ્...શ્...! નાયક કહે.' સૂત્રધારે ટોકતાં કહ્યું.

બિંબિસાર તેના આઠદસ ગોઠિયાઓ સાથે એક એકાંત જગામાં જમવા બેઠો. અભયને શોધી કાઢવા, તેને જોવા અને બને તો તેને મળી વાતચીત કરવાનો તેણે નિશ્ચય કરી લીધો હતો.

'મહારાજ,' એક જણે કહ્યું, 'શહેરમાં જવા મારું મન ના પાડે છે.'

'હાથમાં લીધેલું કામ પૂરું ન કરવું એટલે હારવું. અને હું હારવામાં માનતો નથી!' મહારાજ બિંબિસાર નિર્ભયતાથી બોલ્યા.

'આપને અહીંયાં મિત્રપક્ષે વધુ પડતું કહેવા હું છૂટ લઈ શકું છું, મહારાજ! જીવનમાં એક સ્ત્રી માટે જીવ આપી દેવો એટલો જરૂરી નથી; જેટલો તેનાથી વધુ સુંદર કાર્ય માટે જીવ બચાવવાનો હોય.'

'હું બ્રાહ્મણ નથી; અને મુત્સદ્દી પણ નથી.'

'આપ મારનાર છો, મરનાર છો; પરંતુ તે પણ સમય પર જ શોભે.'

'મેં તમને બધાંને પહેલેથી કહ્યું હતું–મારી સાથે ન આવો. તમે કોઈએ ન માન્યું. હવે આવીને શું કરો છો? નાસી જવાની વાત કરો છો!'

'મહારાજ, આપનું શરીર આપનું નથી, અમારું છે, દેશનું છે. એને ઈજા પહોંચે તે પહેલાં અમે બધા રહેંસાઈ જશું. પરંતુ...'

'પાલીનો મહેલ તેં કેટલી વખત જોયો છે?' મહારાજે તેમની પૂર્વવત્ લાક્ષણિક નિર્ભયતાથી પૂછ્યું.

પોતાની વાતને સદંતર ઊડી જતી જોઈ સંજય વધુ બોલી ન શક્યો. પરંતુ તેની છાતી અંદરથી ગજગજ ફૂલતી હતી. અવાર-નવાર પાછા જવાની વાત કાઢી બિંબિસારના હૃદયમાં પાલીને જોયા વિના પાછા ન ફરવાનો સંજયે દ્રઢ નિશ્ચય કરાવ્યો હતો.

એવામાં...બન્ને સહેજ ચોંકી પડ્યા. સામે ઝાડની ઘટામાં કોઈકનાં પગલાંનો અવાજ સંભળાયો. બિંબિસાર અને સંજય ધીમે પગલે તે તરફ વળ્યા.

# [૭]

'હું આવીશ! આવીશ! જરૂર આવીશ!'

'હું તને નહીં આવવા દઉં.'

'શા માટે?'

'સરહદના માગધીઓએ આપણા ગામડિયાઓને ઉશ્કેરી મૂક્યા છે. સખત લડાઈ થવાનો સંભવ છે.'

'તેથી શું?' પાલીએ નિશ્ચિત અવાજે પોતાના ભાઈને પૂછ્યું.

'કંઈ નહિ! કંઈ નહિ!' આનંદે જાણે પોતાને ચીઢ ચડી જ ન હોય તેવી રીતે જવાબ આપ્યો. 'પરંતુ વિના કારણ એક સ્ત્રીને લડાઈમાં ઘસડવાનું હલકું કાર્ય એક પુરુષે ન જ કરવું ઘટે.'

પાલી આ વખતે છંછેડાઈ.

'તો મારો મોટામાં મોટો અપરાધ એ જ ને કે હું સ્ત્રી છું! અને હું સ્ત્રી છું એટલે મારે યુદ્ધમાં ન આવવું જોઈએ! યુદ્ધમાં શૌર્ય અને વિજય પુરુષ માટે જ વિધાતાએ નિર્માણ કરેલાં છે નહિ? એને ભોગવવાનો પુરુષોને જ હક્ક છે ને! અને તે હક્ક એટલા જ માટે છે કે તેઓ પુરુષ છે, ખરી વાત, નહિ વીર પુરુષ?' એક જ શ્વાસમાં, ક્રોધની માત્રા જરાય ઓછીવધતી કર્યા વિના, ભાઈને ડારતી, પાલી બોલી ગઈ.

આનંદે સહેજ કંટાળતાં જવાબ આપ્યો: 'તારે લોકોનાં બસ મોઢાં જ બંધ કરી દેવાં.'

'એટલી તો ચપળ છું ને?'

'ના, વધારે પડતી ચપળ છે.'

'તો પછી સાથે લઈ જાઓને! યુદ્ધમાં વધારે માણુસો હોય છે. મારી વધુ પડતી ચપળતાથી વધારે માણુસોનાં મોઢાં બંધ કરી દઈશ.'

'મારી ભૂલ થઈ.' ચીઢ દબાવતાં આનંદે આગળ ચલાવ્યું. 'પાલી, યુદ્ધમાં જતી વખતે હથિયારો તો અમે નકામાં લઈ જઈએ છીએ. યુદ્ધ માટે આવાહનની રણુભેરી સંભળાતાં વેંત અમે રણુક્ષેત્ર પર હાથમાં રહેલાં શસ્ત્રાસ્ત્ર જમીન પર મૂકી દઈએ છીએ; અને વાક્યુદ્ધ શરૂ કરી દઈએ છીએ. જે બોલવામાં જીતે તે યુદ્ધ જીત્યો કહેવાય; એટલે યુદ્ધ માટે તને લઈ જવામાં જરાય વાંધો ન હોવો જોઈએ ખરુંને? પરંતુ યુદ્ધ માટે તલપાપડ થયેલી એ શૌર્યમૂર્તિ, આ વખતે માગધીઓ સામે હું યુદ્ધમાં જાઉં છું, જ્યાં એ ડરપોક લોકો શબ્દોની આપલે ને બદલે પ્રાણુ લેવાની યા દેવાની રમત રમે છે; એટલે આપને સાથે ન લઈ જઈ શકું તો મને ક્ષમા કરશો.'

'હું ક્ષમા કરનારી શૌર્યમૂર્તિ નથી.'

'ના, આપ ડાહ્યાંને ગાંડાં કરી મૂકનાર વિપ્લવમૂર્તિ છો.'

'અને એટલું છતાંય મને યુદ્ધમાં સાથે નથી લઈ જવી?' પાલીએ ઠાવકું મોઢું રાખી ખૂબ ચિડાયેલા ભાઈને જવાબ આપ્યો. 'મને સાથે લઈ જાઓ; બનવાજોગ છે હું બધા માગધીઓને ગાંડા કરી શકીશ.'

'પરંતુ તે પહેલાં હું ગાંડો થઈ જઈશ.' મુકુટ પહેરતાં આનંદે કહ્યું. આનંદના મોં પર દબાવેલા ક્રોધનું હાસ્ય હતું.

'તમારે અહીં જ રહેવું પડશે. તોફાન_મસ્તી છોડી દેવાં પડશે. ગંભીર બનવું પડશે. કારણુ હવે...'

'જો આગળ બોલ્યા છો તો શસ્ત્રો છુપાવી દઈશ, કાલે જવા જ નહી દઉં...' પાલી વચમાંજ બોલી પડી. ભાઈનો કહેવાનો શો ઉદ્દેશ હતો એ તે સારી રીતે જાણતી હતી. બન્ને જણ એકાએક ક્ષણભર ચૂપ થઈ ગયાં. પાલી બહારથી ગમે તેટલી તોફાની હોય પરંતુ પિતાની મનોદશા જાણવા જેટલી હૃદયથી ગંભીર હતી. પોતાના લગ્નની ચિંતા પિતાને કેટલી હતી એ તે સારી રીતે જાણતી હતી.

અભયવાળી વાત બાપદીકરાએ તેનાથી ગુપ્ત રાખી હતી; પરંતુ પાલી બધું જાણતી હતી. અભયના કાવાદાવા અને ખટપટી ચાલની તે પૂર્ણ જાણકાર હતી. સંસારમાં દરેક દેશમાં એવો એક પુરુષ જરૂર જીવતો રહે છે કે જેના અત્યાચાર અને અનાચાર સંસારના સારા અને સાચા માણસોને ઓળખવાની સમજણ પડે છે. અને જીવનમાં જે શુદ્ધ, સુંદર અને નિર્મળ છે, તેની કિંમત આંકવા કુદરત એવા અત્યાચારી અને અનાચારીને જીવવા દે છે.

અભય અત્યાચારી અને અનાચારી હતો, તે પાલી ખૂબ સારી પેઠે જાણતી હતી. કેટલાંક સ્ત્રીપુરુષો એવાં હોય છે કે કોઈ પણ કારણ વિના તેમને જોતાંવેંત તેમના પ્રત્યે અણગમો ઊપજે. તેનું પૃથક્કરણ કરવું નિરર્થક છે. પાલીને પણ અભય માટે ભારે અણગમો હતો.

જે હેતુસર આનંદ પાલીને ઘેર રાખવા ઇચ્છતો હતો તેજ હેતુસર પાલી ઘેર રહેવા નહોતી ઇચ્છતી.

એ જાણતી હતી કે ઘેર રહીને એક યા બીજી રીતે તેને લગ્નની વાત સાંભળવી પડશે. પાલી કુશાગ્ર બુદ્ધિની હતી. તેનાં તોફાન પાછળ કુદરતે ઊંડી સમજ મૂકી હતી. પોતાની પાછળ લોકો શા માટે ગાંડા બને છે એ તે સારી રીતે જાણતી હતી. વિદ્વત્તા, સૌંદર્ય અને અદ્ભુત બુદ્ધિતેજસ્વિતા—પાલીમાં આકર્ષણનાં આ ત્રણ મુખ્ય તત્ત્વો હતાં. અને તેજ તેના દુશ્મનની ગરજ સારતાં અને

તેથી તેનું મન હજી સુધી કોઈ હરી શક્યું ન હતું. કોઈ યુવક, સુંદર હોય તો વિદ્વાન ન હોય, વિદ્વાન દેખાતો હોય તો રૂપાળો ન હોય; જો વિદ્વાન અને સુંદર હોય તો પ્રથમ સંભાષણમાં જ પંડિતમૂર્ખ જણાય. પોતાને હરાવે તેવો, સુંદર, વિદ્વાન, અદ્ભુત, બુદ્ધિશાલી જુવાન તેને મળ્યો ન હતો; અને તેથી તે પરણવાની વાત તોફાન અને રમતમાં ન ઉડાવે તો કરે પણ શું?

'ખરી વાત છે, શું કરું? અહીં એકલું બેસી રહેવું મને ગમતું નથી.' ભાઈને સમજાવતાં પાલી બોલી.

'એટલે જ તો કહું છું–લોકો કહે છે...'

'શું કહે છે?' પાલીએ આંખો ચમકાવી પૂછ્યું.

'લોકો કહે છે કે એકલા કરતાં બેકલા સારું'–એવું વાક્ય જીભને ટેરવે આવી પહોંચ્યું છતાં આનંદ ન બોલ્યો. ચૂપ રહ્યો. પછી વાત બદલતાં બોલ્યો: 'આપણા દુશ્મનો જંગલીઓ નથી. માગધીઓ છે.'

'ભલેને માગધીઓ હોય–અરે તેમનો રાજા જ કાં નથી આવતો!'

'એ આવે તો શું કહે?'

'પહેલાં હું નહીં બોલું; મારું તીર બોલશે. અને પછી જ હું બોલીશ. એક વખત મારી સામે ઊભો તો રહે પછી...પછી'

પાલી એકાએક બોલતાં અટકી પડી. તેની નજર તેની સામે ઊભેલા એક આકર્ષક પુરુષ પર પડી. એના દાઢીમૂછવાળા મોઢા પછવાડે સુંદર ચહેરો છુપાયો છે, એમ કોઈ પણ જોનારને પહેલી નજરે જ ખાતરી થઈ જાય. એ હતો કઠપૂતળીનો સૂત્રધાર!

સૂત્રધારે નમન કર્યું. તેના નમવામાં પણ ખુમારી હતી. તેની પાછળ બીજા સાત જણા હતા. કઠપૂતળીઓનો નાચ દેખાડવા તેઓ આવ્યા હતા.

નાચ રેવાને જ જોવે। હતો કે પાલીને દેખાડવો હતો તે કોઈ જાણી શક્યું ન હતું. અને રેવાના ધ્યાનમાં આવનારા કઠપૂતળીઓનું નાટક કરનારા જ કેમ આવ્યા તે પણ કોઈ જાણતું ન હતું, પણ કઠપૂતળીઓનું નાટક રેવાએ જ પસંદ કર્યું હતું તેમાં તો કશો શક ન હતો.

કુંવારા રહેવા કરતાં, દાંત વિનાના વૃદ્ધને પણ પરણવું હજારગણું સારું એ નાટકનું વસ્તુ હતું. રેવાએ દૃઢ નિશ્ચય કર્યો હતો કે પાલીને એ નાટક દેખાડવું.

નાટક શરૂ થયું. શ્રોતામંડળ જામી ગયું. કસબી સૂત્રધાર નાનકડી વહુ અને મોટી ઉમ્મરના પુરુષ વચ્ચેના પ્રસંગો એવી ખૂબીથી રજૂ કરતો હતો કે જોનારાં હસીહસી લોથપોથ થતાં હતાં. વૃદ્ધ પતિની પાશવવૃત્તિ અને નાનકડી નારને રીઝવવાના મૂર્ખતાભર્યા પ્રયત્નો, બાળલગ્નમાં અને વૃદ્ધલગ્નમાં ન માનનારા પ્રેક્ષકોને એવું ન કરવા જાણે કટાક્ષ ફેંકતા હોય તેમ જણાતું હતું.

પાલીનું ધ્યાન સૂત્રધાર તરફ હતું. સૂત્રધારની આંખો તેના હૃદયના કોઈ ઊંડા ખૂણામાંથી તેના આત્માને જાગ્રત કરી તેના તરફ ખેંચતી હતી. પાલીએ અનુભવ્યું—જાણે બહુ નિકટનો સ્વજન વર્ષો પછી મળતો હોય, અને છતાં પણ સામે જોવાની પરવા ન કરતો હોય! પાલીનું ધ્યાન એકસરખું તેના તરફ મંડાયેલું રહ્યું.

ખેલ પૂરો થયો; પરંતુ તે દરમ્યાન પાલીનો ક્રોધ નાજુક સ્થિતિએ પહોંચી ગયો હતો. આખા નાટક દરમ્યાન પેલા વરિષ્ઠ સૂત્રધારે એક વખત પણ તેની સામે જોયું ન હતું જ્યારે પોતે, મૂર્ખી ટીકી ટીકીને એને જ જોઈ રહી હતી.

પાલીનું સ્વમાન અને સૌંદર્યગુમાન ઘવાયાં. નાટક સંકેલતા સૂત્રધારને બોલાવી મહાનામે પારિતોષિક આપ્યું.

આનંદે ધારીધારીને સૂત્રધારને જોયો. પિતાને સસ્મિત તેની સાથે વાતો કરતાં જોઈ આનંદ ખુશ થયો. થોડાક સમય માટે આ સૂત્રધાર મહાનામને તેમના દુઃખમાંથી ખેંચી હાસ્યની છોળોમાં ઘસડી ગયો હતો. પારિતોષિક આપતી વખતે મહાનામે સૂત્રધારને જરા ધારીને જોયો, તેમની આંખો સહેજ ખેંચાઈ. પરંતુ સૂત્રધારના મોં પરનું હાસ્ય જેવું હતું તેવું જ રહ્યું.

સૂત્રધારની પાછળ ઊભેલા તેના મદદનીશો ચોંકી ઊઠયા. મોઢું ફાડી તેઓ મહાનામ તરફ જોઈ રહ્યા. તેમને વહેમ પડયો–તેઓ ઓળખાઈ તો નહિ ગયા હોય !

મહાનામ હસી પડયા.

મદદનીશોના પેટમાં ફાળ પડી. જીવ જાણે ઊછળી ગળામાં આવી ભરાયો. મહાનામ બોલ્યા :

'અત્યારે મગધ જાઉં તો બિંબિસાર તારા જેવો જ દેખાય.' મદદનીશોની આંખે અંધારાં આવવા માંડયાં, પરંતુ સૂત્રધારના મોં પરનું હાસ્ય હતું તેવું જ રહ્યું. એ બોલ્યો:

'બિંબિસાર જ માની લો.'

મદદનીશોના મગજ પર જાણે કોઈએ ઝાટકો માર્યો હોય તેમ બિલકુલ કઠપૂતળીઓ બની તેઓ ઊભા રહ્યા. મહાનામ હસી પડયા–ખડખડ હસી પડયાઃ 'બિંબિસાર અહીં ? સાત વર્ષ પર મેં બિંબિસારને જોયો હતો. એ પણ દાઢીમૂછ વધારે તો તારા જેવો જ દેખાય...!'

આ વખતે સૂત્રધાર હસી પડયો અને મદદનીશો પણ

કઠપૂતળીની જેમ નિર્જીવ હાસ્ય કરી રહ્યા, અને તરત જ પોતાની ગભરામણ કોઈ પામી ન જાય તે દેખાડવા વધારે જોસથી હસી પડ્યા. પાલી પણ હસી, હસવાની ખાતર; થોડુંક જ. હજી તેનું સ્વમાન ઘવાયેલું જ રહ્યું હતું.

સૂત્રધારે મહાનામને નમન કર્યું. આનંદ તરફ ફરી હાથ જોડ્યા અને અંતે પાલી સંમુખ આવી નમન કર્યું. જાણે કંઈ દરકાર ન કરતી હોય તેમ ખુમારીમાં પાલીએ સહેજ ડોકું હલાવ્યું. તેને ખાતરી હતી કે સૂત્રધાર ચાલ્યો જશે, પરંતુ તે ન હઠ્યો. હતો ત્યાં જ ઊભો રહ્યો. પાલીને ફરીથી તેની સામે જોવું પડ્યું. સૂત્રધારના મોઢા પર મંદ સ્મિત હતું. પાલીની નજર અચાનક તેના હાથ પર ઠરી. તેના હાથમાં એક નાનકડી કઠપૂતળી હતી—એ જ કઠપૂતળી જે નવવધૂ બની હતી અને તેના બુઢ્ઢાને હેરાન કરીને, બધાં પ્રેક્ષકોને ખડખડાટ હસાવતી હતી.

'હું તમારા પર મોહિત છું—મને ગ્રહણ કરો.' પેલી પૂતળી બોલી. બધાં હસી પડ્યાં. પાલી પણ હસી પડી, પરંતુ બીજી જ ક્ષણે ગંભીર બની તેણે સૂત્રધાર તરફ જોયું.

'એક પરદેશીની ભેટ.' વિનયપૂર્વક સૂત્રધાર બોલ્યો. ગળામાંથી જાતજાતના સ્ત્રીપુરુષોના અવાજ કાઢનાર આ સૂત્રધારનો પોતાનો અવાજ બધાથી જુદો હતો. તેના શબ્દો પાછા ઠેલવાનું કોઈને પણ મન ન થાય તેવો તેમાં પ્રભાવ હતો. પાલી ઘડીભર થંભી ગઈ.

'રોજ પ્રાતઃકાલમાં સૂર્યનાં પ્રથમ કિરણોમાં તેની છાતી ચિરાય છે અને તેમાં રાખેલી ગુપ્ત વસ્તુ તે દેખાડે છે. પરંતુ એક વખત બંધ કરી દીધી પછી બીજા દિવસના સૂર્યદર્શન વિના તે ઊઘડતી નથી.' એટલું સમજાવી સૂત્રધાર ચૂપ થયો. તેના મોં

પર પૂર્વવત્ સ્મિત હતું. પાલીએ પૂતળી લીધી. સૂત્રધાર અને તેના મદદનીશો પુનઃ નમન કરી ચાલવા લાગ્યા.

પાલી આ વિચિત્ર સૂત્રધારને જોઈ રહી. વિનય દર્શાવતો હતો છતાં તેનામાં ખુમારી હતી, નમતો હતો પરંતુ આજ્ઞાનો આવિર્ભાવ તેમાં છુપાયેલો હતો.

કોણ હશે એ ?

પાલીએ આસપાસ જોયું ત્યારે બધાં વિખરાઈ ગયાં હતાં. તેણે સૂત્રધારને મનમાંથી દૂર કરવા પ્રયત્ન કર્યો અને શયનગૃહ તરફ ધીમે પગલે ચાલવા માંડી.



[૮]

**શહેર** છોડયા પછી, સૌથી પહેલા ઝાડ આગળ સંજય બેસી પડયો. બિંબિસારની હિંમત હદ ઉપરાંત ચાલી ગઈ હતી. જરાય ચૂક થઈ હોત, જરાય ગભરામણ દેખાઈ હોત, તો મહાનામના પ્રાસાદમાં બધાં માગધીઓનાં મુડદાં જોવામાં આવત.

મહામુસીબતે કબજે રાખેલો ગભરાટ, ભય અને બેચેની, એકાંત મળતાં, એકાએક ઊભરાઈ ગયાં. કુનેહબાજ સંજય, બ્રાહ્મણ મહારાજ બ્રહ્મદત્ત અને પત્થર સમાન, લાગણીશૂન્ય ગણાતો બિંબિસારનો અંગરક્ષક શબર ઝાડ નીચે બેસી કાંપવા માંડયા. બિંબિસાર હસી પડયો. સંજયે સૌથી પહેલાં બોલવાની હિંમત કરી: 'મહારાજ, એવી રીતે બોલવાનું તમને કેમ સૂઝયું?'

'અરે કઠપૂતળીઓને રમાડનારા જીવતી પૂતળીઓ આગળ ગભરાઈ જાય? પિતાજી હમેશાં મને કહેતા કે કઠપૂતળીઓનું નાટક મહિનામાં બે વાર ભજવવું જ. એનાથી મન બહુ જ સાવધ અને સંયમમાં રહે છે. આજે મને તેની ખાતરી થઈ.'

'મહારાજ,' જીવને કળ વળતાં બ્રહ્મદત્ત બોલ્યો. 'જાણો છો, અમે ગરીબ માણસો નિરર્થક કપાઈ મરત અને મહારાજાને મારી નખાવવા માટે અમારી સાતે પેઢીઓ પર કલંક લાગી જાત!'

'પરંતુ તારી પહેલી પેઢી વસાવનારી તો અહીંયાં જ છે. તું શાને ગભરાઈ મરે છે?'

'મહારાજ, મેં કહ્યું છે–'નિરર્થક કપાઈ મરત,' બાકી હું ગભરાતો જ નથી.' એટલું બોલી પોતે ગભરાતો ન હોવાનો દેખાવ કરતાં આસપાસ જોઈ લીધું–રખેને તેમની પાછળ તો કોઈ લિચ્છવીઓ નથી આવ્યા! પરંતુ જંગલની શાંતિમાં જરાય ખલેલ ન પડતાં અનુભવી બ્રહ્મદત્તે એક શ્વાસ લઈ પુનઃ કહેવા માંડ્યું: 'મહારાજ આપણે મગધ કયારે પાછા ફરીશું?'

'બસ કે?' બિંબિસાર હસી પડ્યો. એના હાસ્યનો અર્થ સમજી જઈ ગભરાતાં છતાં બ્રહ્મદત્ત બોલ્યો: 'અમને એકલા રહેવાનું કહો, મહારાજ, અમે એક વરસ અહીં છડેચોક રહેશું; પરંતુ આપની સાથે રહેવું એટલે રોજ રાત્રે મરી જઈ પ્રાતઃકાળે નવી જિંદગી જીવવા જેવી હાલત છે. માટે...માટે...' બ્રહ્મદત્ત આગળ બોલે તે પહેલાં બિંબિસાર ફરીથી અટ્ટહાસ્ય કરી રહ્યો. બ્રહ્મદત્તે આગળ ચલાવ્યું: 'ગઈ કાલે પેલા કાવતરાખોરોની પાછળ આપણે ન ગયા હોત તો આજની ઉપાધિ જરાય ન આવત.'

'અરે મૂર્ખ! એ તો દૈવી સંકેત જ હતો. અકસ્માતે તે લોકોની ગુપ્ત વાતો આપણે સાંભળી લીધી, એ નાનીસૂની વાત ન હતી. એથી તો અહીં આવવાનો આપણો પુરુષાર્થ ઘણે અંશે સફળ થયો.'

જવાબમાં બ્રહ્મદત્તે તરત ઊભા થઈ હાથ જોડ્યા. અને ગળામાં કોઈ ચીજ અટકી ગઈ હોય અને બોલાતું ન હોય તેમ બોલવા લાગ્યો: 'આપ હવે શું કરવા ઇચ્છો છો? અહીંથી ક્યાં જવાનો વિચાર છે?'

'કાલે પ્રાતઃકાલ પહેલાં પેલા કદલીવન આગળ પહોંચી જવું. કેમ, સંજય?' બિંબિસારે અત્યાર સુધી ચૂપ બેઠેલા સંજય તરફ જોઈ પૂછ્યું. જવાબમાં સંજય શૂન્યભાવે તેમના તરફ જોઈ રહ્યો.

'કાવતરાંખોરો જે જગાએથી હુમલો કરશે ત્યાંથી આપણે જ પહેલાં હુમલો કરવાનો, કેમ?'

'પરંતુ તેઓ તો પચાસેક જણા છે.' આંખો હઠાવ્યા વિના સંજયે કહ્યું. 'કૃષિગ્રામ જઈ આપણા માણસોને પ્રાતઃકાલ પહેલાં મદદે બોલાવી શકાય તેમ નથી. પ્રયત્ન કરવો છે?

'ના, ના.' બિંબિસારે શાંતિથી કહ્યું. 'આનંદ અને પાલી એકલાં નહિ આવે.'

'આપને ખાતરી છે?'

'હા.'

'પરંતુ અભયનો કાંઈ ભરોસો નહિ.'

'ગભરા નહિ.' બિંબિસારે કહ્યું.

સૂતી વખતે સંજયે ધીમેથી પાસે સૂતેલા બ્રહ્મદત્તના કાનમાં કહેવા માંડયું: 'બ્રહ્મદત્ત, પ્રેમમાં પડેલાને ભય અને દલીલની વાત કદી ગળે નથી ઊતરતી......તું ગભરાતો હોય તો ચાલવા માંડ. એક બહાનું તારે માટે શોધી કાઢયું છે.'

'મહારાજને છોડી કોઈ દિવસ મેં મારું મારું કર્યું છે? મને ડરપોક સમજે છે? મને નિર્માલ્ય સમજે છે? પંડિત મહાઆચાર્ય વૈજકુંઠના પુત્રને તું......તું....'

'હાં, હાં, હાં!' કહેતાં સંજયે, આવેશમાં ઊંચા વધતા જતા બ્રહ્મદત્તના સાદને રોકવા ફાંફાં માર્યાં. બ્રહ્મદત્તને ઉંઘાડવા જતાં સંજયને બીજો એક પ્રહર લાગ્યો અને પછી સતત પરિશ્રમના પરિણામે પોતે પણ નિદ્રામાં ઢળી પડયો.

પરંતુ બિંબિસારને ઊંઘ ન આવી. તેને રોમેરોમે પાલીના ભણકાર ઊઠતા હતા. તે પાલીને મંદિરે ગયો, પાલીને જોઈ ને પાલીએ તેને જીતી લીધો. પુરુષને સ્ત્રીના હાથે જિતાવાનું જ લખ્યું છે. જે જિતાયો નથી એ કાં તો પુરુષ નથી, કાં દેવ છે.

બિંબિસાર દેવ ન હતો. સીધો સાદો એકમાર્ગી બ્રહ્મચારી પણ ન હતો. સોળે કળાએ ખીલેલી તેની અત્યારની જુવાનીએ જીવનનાં અનેક પાસાં જોયાં હતાં અને અનુભવ્યાં હતાં. સૂતાં સૂતાં વ્યતીત જીવનના અનેકરંગી પ્રસંગો કઠપૂતળીઓના આકારમાં તેનાં મનઃચક્ષુ આગળ નાચવા માંડયા. પ્રસંગોની એકસરખી કતાર અંતરિક્ષમાંથી નીકળી તેની નજર સામે આવી અંતે અંતરીક્ષમાં વિલીન થવા માંડી. એક ગાંધારી રાજકન્યાએ એને મળવો મુશ્કેલ માની જોતાંવેંત, વિરહમાં આપઘાત કર્યો હતો; કોશલ અને અપરાંતના રાજવીઓની કન્યાઓ, તેના વિના અન્નજળ ગ્રહણ ન કરવાનો પ્રથમ નિશ્ચય કરી લીધા પછી, ન છૂટકે બીજાને પરણી ગઈ હતી; ત્રિયારાજ્યમાં પણ એણે હાક બોલાવી હતી અને મારણવશીકરણના અનેક પ્રયોગો છતાં, અને અપ્સરાઓને પણ શરમાવે તેવી દિવ્યાંગનાઓનાં આવાહનો છતાં બિંબિસાર સ્વતંત્ર રહી શકયો હતો. અલબત્ત, કેટલીક નર્તિકાઓ, કે કેટલીક શ્રીમંત કન્યાઓ પોતાના પ્રિયતમોનો ત્યાગ કરી તેના રંગમહેલમાં ઘેલી થઈ પડી રહી હતી. બિંબિસાર તેમનું મન રીઝવવા પ્રયત્ન પણ કરતો, અને ઘણી વાર પોતાને ગુમાવી બેસતો. છતાં તે બધું બહુ જ થોડા સમય માટે બની રહેતું—રાતને હડસેલી દિવસ જોવા પૂરતું. બિંબિસાર રાજા હતો. રાજાને રાણી હોવી જોઈએ તેટલા પૂરતાં તેનાં લગ્ન પણ થયાં હતાં. પરંતુ, કોઈએ તેને જીત્યો નહતો.

પાલીએ તેને જીત્યો. એવો જીત્યો કે બસ; આથી બીજી કે આવીય હાર તેના જીવનમાં હવે પછી આવશે કે નહિ તે સવાલ હતો.

પરોઢ થતાં સુધીમાં તો તેણે કેટલીયે વાર પાલીને પહેલી વાર જોઈ ત્યાંથી માંડીને તેને એક પૂતળીની ભેટ આપવા સુધીની એકેએક પળ કેવી રીતે પસાર કરી તેને યાદ કર્યા કરી જેમ જેમ પાલી એની કલ્પનાસૃષ્ટિમાં આવતી ગઈ તેમ તેમ તેણે તેને એક પ્રકારના નશામાં

ચકચૂર બનાવવા માંડચો. ફાટફાટ થતું તેનું યૌવન, બે ત્રણ વાર છાતી પરથી ઉપવસ્ત્ર ખસી જતાં તેને ઢાંકવા જતી વખતે હાથ અને ડોકનો અંગમરોડ, તેની ગર્વભરી વેધક આંખો, પ્રેમની પરાકાષ્ઠાએ પહોંચાડતી રસસૌંદર્યની મૂર્તિ : આ સૌએ તેને મસ્ત બનાવવા માંડચો. રાજા રાજાપણું ભૂલ્યો. બુદ્ધિ ગુમાવી. ડહાપણ ખોયું. નાદાન તરુણની જેમ – સુધીરની જેમ – મૂર્ખ બની, પાગલ બની, પ્રભાતની રાહ જોતો તે બેસી રહ્યો.

પ્રભાત થયું.

પ્રાતઃકાળનાં સૂર્યનાં પ્રથમ કિરણો પાલીના સુંદર દેહ પર પડ્યાં. પાલી જાગ્રત થઈ અને જેના પર તેની પહેલી નજર પડી તે વસ્તુને તે આંખ ફાડી જોઈ રહી. સૂર્યકિરણના સ્પર્શે કઠપૂતળીનું હૃદય ચિરાયું હતું. પાલી ઝટ ઊભી થઈ તેની પાસે ગઈ. કઠપૂતળીના હૃદયપટ પર એક ભોજપત્ર લખેલું દેખાયું. પાલીએ તેને આસ્તેથી ઉતારી વાંચ્યું અને ચીસ પાડી તે બીજા ખંડમાં દોડી. તેની ઓચિંતી ચીસે બધાંને ચોંકાવી દીધાં હતાં. વસ્ત્રો પહેરતો આનંદ પાલીને પોતાના શયનગૃહ તરફ ધસી આવતી જોઈ બહાર આવ્યો. પાલીએ ભોજપત્ર તેના હાથમાં મૂક્યું અને પૂરું વાંચી રહ્યા પછી ચોંકી, આનંદ પણ તેના તરફ જોઈ રહ્યો. ભોજપત્રમાં લખ્યું હતું–'સાથે માણસો રાખજો. અભય સામનો કરશે.' પાલી અને આનંદ એકમેકને જોઈ રહ્યાં. પાલીએ સંકેતમાં માથું હલાવ્યું. તેનું કહેવાનું હતું: અભયથી ચેતતા રહેજો, નહિ તો તમારી પાલી કમોતે મરશે. પરંતુ એ બધું સમજવાને આનંદ માટે આ સમય ન હતો ક્રોધની રેખાઓ તેના મોં પર ઊઠી આવી હતી.

'હું હમણાં જ તૈયાર થઈ આવી.' એટલું કહી પાલી ચાલવા માંડી. આનંદ બહેનને રોકી ન શક્યો.

[ ૯ ]

**વ**નરાજિને ભેદતાં આથમતાં સૂર્યકિરણો ઝાડ-જમીનની બખોલોમાં જાણે સંતાઈ જવા મથતાં હતાં. માળા તરફ વળતાં પંખીઓ કલરવ કરી મૂકતાં ઊડતાં હતાં અને એ કલરવને ભેદતો આનંદનો રથ સડસડાટ અટપટા જંગલને ભેદતો ચાલ્યો જતો હતો. ઘોડાઓને મોઢે દેખાતાં ફીણ અને લાલ લાલ થઈ ગયેલો આનંદનો ચહેરો અને તેના સુક્કા હોઠ, કેટલા સમયથી અને કેટલી ઝડપથી જંગલમાં તે મુસાફરી કરી રહ્યો હતો તે સ્પષ્ટ દર્શાવતાં હતાં.

પાલી સાથે જ હતી. આમથી તેમ રથને ઘુમાવતાં આનંદ તરફ તે ટંડે પેટે જોઈ રહી હતી. ભાઈની મુઝવણમાં તેને હમેશાં આનંદ આવતો. એના હૃદયમાં ભયનો જરાય સંચાર થવાને બદલે આવા નાજુક સમયે પણ તેને મસ્તી કરવાનું જ સૂઝતું. એક બાજુ મોઢું ફેરવી હડપચી હાથમાં ટેકવી, બીજા હાથે એક તીર ઉછાળતી ઠાવકે મોઢે તે બોલીઃ

‘સર્વજ્ઞતાનો દાવો કરવામાં બિચારો મનુષ્ય હમેશાં ગુલાંટો ખાતો રહી જાય છે!’

‘શું બબડી?’ પરિશ્રમથી કંઈક વ્યાકુળ બનેલો આનંદ તરત બોલી ઊઠ્યો.

‘કંઈ નહિ, કંઈ નહિ.’ ઠાવકું મોઢું રાખી પાલીએ જવાબ

આપ્યો અને આનંદને વધુ ઉશ્કેરવા બોલવા માંડી: ' હું એમ કહેવાનો વિચાર કરતી હતી કે પેલા ખેડૂતનું કહ્યું માન્યું હોત તો......'

'કયો ખેડૂત ?' ક્રોધે ભરાઈને આનંદે પૂછ્યું.

'પણ તમને તરસ લાગી છે તેમાં બિચારી બહેન પર શા માટે ક્રોધે ભરાઓ છો ?' કાવકા મોઢે પાલી બોલી. આનંદ ક્રોધને ગળી ગયો અને બોલ્યો: 'કોણે કહ્યું મને તરસ લાગી છે ?'

'કોઈએ નહિ – કોઈએ નહિ !' પાલીએ જવાબ વાળ્યો. પછી હોઠ પર કૃત્રિમ હાસ્ય લાવી બોલી:

'તમારા હોઠ સુકાઈ ગયેલા દેખાય છે. સહેજ ફરકયા પણ કરે છે; હવે નથી ફરકતા એવો દેખાવ ન કરતા. એટલે મને એમ થયું કે તરસ લાગી હશે. જોજો, મને કંઈ તરસ નથી લાગી. રસ્તો ભૂલી જવાથી ત્રણચાર કલાક તડકામાં જંગલમાં રખડીએ તો કાંઈ તરસ થોડી લાગી જાય ? અરે, લાગવી જ શા માટે જોઈએ ? હું તો માત્ર એમ જ કહેતી હતી–ચાર કલાક પહેલાં પેલો ખેડૂત મળ્યો હતો ને તેણે દેખાડેલો રસ્તો લીધો હોત તો, ખાવાનું ખાઈને થોડો આરામ પણ લઈ શકત. પણ મને તરસ નથી લાગી !'

આનંદનો ગુસ્સો હમેશ મુજબ અદૃશ્ય થઈ ગયો. એ હસી પડયો. ખરું જોતાં તેને ક્રોધ ચઢયો હતો તેનું કારણ જલદીથી નંદીગ્રામ ન પહોંચી શકાયું તે હતું. મલ્લોના ગામની સીમા વિષે ભયંકર વિવાદ થવાનો સંભવ હતો અને તેથી નંદીગ્રામના પંચાયતને જેટલું વહેલું મળાય તેટલો વધારે ફાયદો હતો. પરંતુ પોતાની ધાંધલમાં અને રસ્તે સામે મળેલા અભયના સારથીની સલાહથી કોણ જાણે એવા ગાઢ જંગલમાં તે ઘૂસ્યો હતો કે મુખ્ય રસ્તા પર આવી જ

નહોતો શકતો. અધૂરામાં પૂરું થોડાક સમય પહેલાં વર્ષાઋતુ પૂરી થઈ હતી એટલે કેટલાક જૂના રસ્તા અને પડી ગયેલાં ઝાડોથી જંગલ પણ નવું જ લાગતું હતું.

અકસ્માતે એક વહેળા આગળ રથ આવી ચઢ્યો. વહેળાને જોતાંવેંત પાલી કૂદકો મારી નીચે ઊતરી અને વહેળા તરફ દોડી ગઈ. તૃષાતુર આનંદ પણ જઈને વહેળાકાંઠે બેસી ગયો.

એવામાં ચાબૂકનો એક અવાજ સંભળાયો.

ભાઈબહેને ચમકીને રથ તરફ જોયું. પરંતુ કંઈ વિચાર કરે તે પહેલાં તેમનો રથ દૂરની ગીચ ઝાડીમાં અદશ્ય થવા લાગ્યો. કોઈ અજાણ્યો માણસ રથને ઉતાવળે ભગાડતો લઈ જતો હતો. પાણી પીવાનું પડતું મૂકી, રથને લઈ જનારનું મોઢું જોવા આનંદ ઝટઝટ બાજુની એક નાની ટેકરી પર ચઢવા માંડ્યો. પરંતુ હજુ તો તે પૂરો ટોચ પર પહોંચે તે પહેલાં જ ગબડતો ગબડતો નીચે આવ્યો. પાલીએ ચીસ પાડી. આનંદના માથામાં કોણે ક્યાંથી આટલી ઝડપથી તીર માર્યું તેની કંઈ ખબર ન પડી. એક સખત ઝાટકાનો અવાજ બેશુદ્ધ થતાં પહેલાં તે સાંભળી ચૂક્યો હતો. રણુબંકા લિચ્છવીને ચીસ પાડવાનો પણ અવકાશ ન મળ્યો.

અને,

આંખના એક પલકારામાં, વીજળીના એક ત્વરિત ચમકારાની જેમ ઝાડીઓમાંથી માણસો ઊભરાઈ આવ્યા. આનંદને મળવા બૂમો પાડતી અને દોડતી પાલી તરફ તેઓ ધસવા લાગ્યાં. પરંતુ તેઓ પાલીને અડે તે પહેલાં તો એક બીજો રથ પૂર વેગમાં તેમની પાસેથી પસાર થયો અને પસાર થતાં થતાં રથના સારથીએ પાલીને રથમાં ઉપાડી લીધી. રથની પાછળ જ થોડાક ઘોડેસવારો ધસ્યે આવતા હતા. ઝાડીવાળાઓ સામે તરત જ તેમના મોરચા મંડાયા.

પાલી અવાક બની ગઈ હતી. બોલવાનો માંડમાંડ પ્રયત્ન કરે તે પહેલાં રથ મુખ્ય રસ્તો છોડી એક વળાંકે વળ્યો, ને આનંદ જે ટેકરી પર પડ્યો હતો ત્યાં આવીને ઊભો. રથ ચલાવનાર છલંગ મારી નીચે ઊતરી પડ્યો, ઘાયલ આનંદને ખભે નાખી દોડતો રથ તરફ પાછો ફર્યો ને રથ દોડાવી મૂક્યો.

આ બધું એટલી ત્વરાથી બન્યું કે પાલી આભી જ બની રહી. હુમલો કરનારાઓનાં તીર પૂરેપૂરાં વરસે તે પહેલાં તો રથ દૂર નીકળી ગયો હતો. હવે અવાક પાલી આંખ ફાડી જોઈ રહી હતી. રથ ચલાવનાર સારથી પેલો કઠપૂતળીવાળો હતો. દુશ્મનોનાં તીર રથની ટક્કર ખાઈ પાછાં પડતાં હતાં. અને સારથી નિર્ભય રીતે રથ દોડાવ્યે જતો હતો. ખોળામાં સૂતેલા ભાઈના ઘાથી ચીસ પાડવી કે સારથીએ દર્શાવેલી વીરતા પર ખુશ થવું? પાલી વિચારમાં જ રહી ગઈ. નાની વાત–બહુ નાની વાત, પરંતુ પાલી મહાત થઈ–આવડી નાનીશી બહાદુરી પર.

છૂપા વેશમાં રહેલા સંજય અને બ્રહ્મદત્ત, છૂપા વેષમાં રહેલા અભયના માણસો સાથે લડી રહ્યા હતા. દુશ્મનો વધારે પ્રમાણમાં હતા. રથને ખાસો દૂર ગયેલો જોઈ સંજયે તેના માણસોને અદૃશ્ય થઈ જવા સંકેત કર્યો. ખોટી બહાદુરીમાં મરવાનો તે સમય ન હતો. એટલે સીફતથી થોડીક ક્ષણોમાં તેઓ દુશ્મનોની દૃષ્ટિમાંથી ખસી ગયા. અભયના માણસો બેએની ટોળીમાં વિખરાઈ ગયા. તેઓ જાણતા હતા કે અભય સામે ઊભા રહેવું એ મોતથી પણ ભયંકર હતું.

પાલીનો રથ ભાગ્યે જતો હતો. એવામાં બે વેગવાન ઘોડા રથ પૂંઠે ધસતા આવવા લાગ્યા. બિંબિસારે દાબડાઓનો દૂરથી આવતો અવાજ સાંભળી પાછળ જોયું અને બૂમ પાડી: 'પાલી, ઘોડાઓની દોર પકડો. જરા પેલા મહેમાનોનું સ્વાગત કરી લઉં.'

પાલી પણ પેલા બે ઘોડેસવારોને જોઈ રહી હતી. તેણે સસ્મિત કટાક્ષ કરતાં કહ્યું: ' ઝાલેલી દોર કોઈને અપાતી હશે, પરદેશી ?'

બિંબિસાર ચમક્યો. આ સ્ત્રી આવા વિષમ સંજોગમાં પણ નિર્ભય, નિઃસંકોચ રીતે કટાક્ષ કરી રહી હતી !

આનંદે આંખ ઉઘાડી હતી. ઘાવાળો ભાગ સંભાળીને પાલીએ બાંધી દીધો હતો; એટલે પાલીના હાથ છૂટા હતા. તેણે રથમાં પડેલાં ધનુષ્યબાણ ઊંચક્યાં અને બિંબિસાર કંઈ પણ બોલે તે પહેલાં દૂરથી આવતા બે ઘોડેસવાર પર બાણ છોડયાં; બન્ને ઘોડેસવાર ચીસ પાડી ઢળી પડયા.

બિંબિસાર પાલી પર વારી ગયો. રણચંડીનું શૌર્ય અને પ્રેરણા તેણે નજરોનજર અનુભવ્યાં. તેની બેસવાની ઢબ, ચાપલ્ય, ચાતુર્ય, સંપૂર્ણ ધીરજ અને સંયમ એ બધાંએ બિંબિસારને દિગ્મૂઢ બનાવી દીધો. તેણે પહેલી વાર અનુભવ્યું કે પાલીએ તેનું હૃદય સર કરી લીધું છે. હવે તે પાછું મેળવવાની આશા નથી. પાછું મેળવવાની શક્તિયે નથી.

બિંબિસાર હારી ગયો.

પાલીએ તીરકામઠું બાજુએ નાખી આનંદ તરફ જોયું અને પૂર્વવત્ આંખમાં તોફાન સાથે બોલી:

' ભાઈશ્રી, જરાય શરમાતા નહિ. મારો ઉપકાર માનવાનું હલકું કામ આજે તમારે નહિ કરવું પડે. ઉપકાર આ દાઢીવાળાનો માનજો, જેણે આપણા બન્નેના પ્રાણ બચાવ્યા.'

આનંદે આંખ બરાબર ઉઘાડી અને બિંબિસાર તરફ જોતાં આશ્ચર્યભર્યા અવાજે બોલ્યો:

' તું અહીં ! તને પહેલવહેલાં જોયો ત્યારે જ મને સંદેહ

ગયો હતો કે તું કઠપૂતળીવાળા કરતાં કંઈક વધારે છે. હવે અમારે ઘેર આવી તારી બધી વાત અમને કહેવી પડશે.'

'હું પરદેશી છું.'

'જ્યાં સુધી અમારી સાથે છે ત્યાં સુધી નિર્ભય છે.'

'ખાતરીથી કહો છો ?' આંખને ખૂણેથી જોતાં 'ખાતરી' પર ભાર મૂકી બિંબિસારે પૂછ્યું.

'લિચ્છવીનો શબ્દ એ જ ખાતરી !'

'શબ્દોની કિંમત બરાબર તોળી છે ?'

'લિચ્છવીઓ શબ્દોની કિંમત બરાબર સમજે છે એટલે જ તેઓ વધારે બોલતા નથી.'

બિંબિસાર ક્ષણભર શાંત રહી બોલ્યો: 'જરા થાક ખાધા પછી પૂરી વાત કરીશ. તમને કહ્યા વિના મારી મુક્તિ જ નથી.'

'મુક્તિ ?' ભાઈબહેન બન્નેએ ચોંકીને પૂછ્યું.

'હા. હું છદ્મવેશમાં છું તેનું કારણ પણ બહુ જ વિચિત્ર છે.' એમ કહી બિંબિસારે ઘોડાને ચાબૂક મારી વેગ વધાર્યો અને બોલવા માંડ્યો: 'મારી સાચી કથા જાણ્યા પછી તમને જે લાગણી જન્મશે તેના પર મારી સમસ્ત જિંદગી નિર્ભર રહેશે. ભય એટલો જ છે કે તમે જ તેને બરાબર સમજી શકો તેમ છો.'

પાલી આ નાટકિયાને એકીટશે નિહાળી રહી હતી. તેને ઘડીભર વહેમ આવ્યો કે આ કોઈ મહાન ગુપ્તચર ખેલાડી હોવો જોઈએ, પરંતુ તે કંઈ બોલી નહિ. બોલવાનો સમય પણ ન હતો. વિષયાંતર કરવાના હેતુથી પાલીએ બિંબિસારને કહ્યું: 'રથને આ બાજુ વાળો, નંદીગ્રામ એ બાજુ–' પરંતુ પાલી એટલું બોલતાં બોલતાં જ અટકી પડી. નંદીગ્રામની ભાગોળ આગળ રથ આવી પહોંચ્યો હતો. પાલીને આશ્ચર્ય થયું. આ અજાણ્યા માણસે કેમ

જાણ્યું કે બન્ને જણાં નંદીગ્રામ જ જવા નીકળ્યાં હતાં ! હતબુદ્ધિ બની પાલી કઠપૂતળીવાળાને એ જોઈ રહી. પછી ઠાવકું મેં રાખી બોલીઃ ‘મને લાગે છે કે અમારું ઘર દેખાડવાની પણ જરૂર તમને નહિ પડે. રથ ભાગોળે કેમ ઊભો રાખ્યો ? આગળ ચલાવો.’

કઠપૂતળીવાળાએ હસતાં હસતાં કહ્યુંઃ ‘ખરેખર મને તમારો મહેલ ખબર નથી. દોર ઝાલો. હવે તમારો વારો.’ એટલું કહી તેણે લગામ છોડી દીધી. પાલી હસી પડી અને લગામ લેવા હાથ લંબાવ્યા.



## [ ૧૦ ]

**આનંદનો** ઘા ગંભીર ન હતો છતાં તેને મહામુસીબતે સુવાડી પાલી મહેલની બહાર નીકળી. તે દરમ્યાન તો નંદીગ્રામમાં વિદ્યુતવેગે વાત ફેલાઈ હતી કે આનંદ પર ચોરોનું આક્રમણ થયું હતું. એટલું જ નહિ પણ મહાનામના એ નાના પ્રાસાદ સંમુખ અસંખ્ય ગામડિયાઓ એકઠા થઈ ગયા હતા.

આનંદ અને પાલીનો વયોવૃદ્ધ ગુરુ અભિરામ આનંદને ઔષધોપચાર કરવામાં રોકાયો હતો. વૈશાલીના વૈદિક બ્રાહ્મણત્વના અવશેષસમો આ વૃદ્ધ બ્રાહ્મણ નિઃસંતાન હતો. વારાણસીની જાત્રા પછી અને નર્મદેહી અનેક સાધુઓના સમાગમ પછી તેણે નાનકડા નંદીગ્રામમાં એકાંત જીવન ગુજારવાનું પસંદ કર્યું હતું. માત્ર ગામની બહાર આવેલા, પ્રાચીન યક્ષમંદિરથી થોડેક છેટે ઝૂંપડીમાં રહેતો એક વેદાંતી વાનપ્રસ્થ તેનો નિકટનો મિત્ર હતો.

આનંદ અને પાલી પર પોતાનાં સંતાનો જેટલું જ તેને વહાલ હતું. તેણે બ્રાહ્મણત્વના ઉચ્ચ સંસ્કારો બન્નેમાં રેડ્યા હતા. અને તેના વેદાંતી ગોઠિયાની સોબતમાં તે લગભગ નાસ્તિક જેવો થઈ ગયો હતો અને દરેક ધર્મપ્રવર્તક યા સંપ્રદાયપ્રવર્તક સાથે તે લઢી મરતો; છતાં વૃદ્ધ અભિરામ માટે એકલા નંદીગ્રામમાં જ નહિ પરંતુ મગધ,

કોશલ અને મલ્લોનાં ઘણાં બ્રાહ્મણગ્રામોમાં લોકો એક સરખું માન અને હેત રાખતાં. ભીષ્મ જેવો, ધોળા વાળવાળો બ્રાહ્મણ અભિરામ શસ્ત્ર અને શાસ્ત્રમાં – હાથને અને મસ્તકને એક સરખાં તેજ રાખી શકયો હતો.

'બેટા, જંગલનો રાજા સિંહ પણ એક જ બાજુ જોઈ ચાલવામાં થાપ ખાઈ જાય છે, તો આપણે તો માણસ છીએ. તારી પીઠ પાછળ ઘા થાય તે મારે માટે શરમાવા જેવું છે.' મીઠો ઠપકો આપતાં અભિરામ બોલ્યો. ઉપરથી નિર્લેપ દેખાવાનો પ્રયત્ન કરતો આ વૃદ્ધ પોતાને કે પાલીને અસ્વસ્થ જોતાં ભીતરથી કેટલો બેચેન બની જતો હતો તે આનંદ સારી રીતે જાણતો હતો, પરંતુ અત્યારે જાણે ન જાણતો હોય, તેમ દેખાવ કરી બોલ્યો:

'દાદા, બધો વાંક તમારી માનીતીનો છે.'

'ભૂલે ચૂકે પણ માર ખાવામાં સ્ત્રીનો વાંક ન કાઢવો – ભલેને પછી તે લિચ્છવી સ્ત્રી હોય!' ભવાં ભેગાં કરી વૃધ્ધે જવાબ વાળ્યો. 'સાથે દાઢીવાળો કોણ આવ્યો છે?'

'એક કઠપૂતળીવાળો–'

'ન હોય.' વચમાં જ વૃદ્ધ બોલી ઊઠયો.

'ત્યારે?' ઝટ બિછાનામાં બેસી જતાં આનંદ બોલી પડયો: 'કોઈ ગુપ્તચર!'

'અં–હં.' વૃધ્ધે આનંદને જોરથી પાછો સુવાડી દેતાં કહ્યું: 'ગુપ્તચર એવી રીતે તારો જીવ ન બચાવે. ગૃહકલેશથી નાસી છૂટેલો કોઈ કુલીન લાગે છે.'

આનંદ આના જવાબમાં કંઈ કહેવા જતો હતો પરંતુ એકાએક અટકી ગયો. દરવાજામાંથી પાલી એ જ કઠપૂતળીવાળાને ખેંચી લઈ આવતી હતી. અવળા માર્ગે પૂરપાટ રથ દોડાવવામાં તેના હાથ અને

છાતી ઉપર. ઝાડઝાંખરાની અથડામણને લઈ અનેક જખમ થયા હતા. ખંડમાં પ્રવેશતાં વેંત પાલી બોલી ઊઠી: 'દાદા, હવે આ બાજુ ફરો અને જલદી ઉપચાર કરો.'

દાદાએ ચમકીને પૂંઠ ફેરવી જોયું અને કઠપૂતળીવાળાને જોઈ વધારે ચમક્યા. આનંદના શરીરમાં જે જગ્યાએ ઘા હતા તે જ જગ્યાએ બિંબિસારના અંગ પર પણ જખમ દેખાતા હતા.

વૃદ્ધ અભિરામ ધારીધારીને કઠપૂતળીવાળાને જોવા માંડ્યો. પછી ધીરે રહી તે આગળ આવ્યો અને તેના સામે જોયા વિના, તેનો હાથ તપાસવા મંડ્યો. જમણો હાથ ફેરવતાં હથેળી પર નજર પડી. ખલમાં ઘુંટાયેલી વનસ્પતિ લગાડતાં તે બોલવા લાગ્યો: 'થોડાક સમયમાં કઠપૂતળી છોડવી પડશે, મહારાજા બનવું પડશે.'

અભિરામના શબ્દો સાંભળતાં પાલી અને આનંદ આંખો ફાડી તેની સામે જોઈ રહ્યાં.

એક પ્રહર પછી નિદ્રા માટે ફાંફાં મારતી પાલી બહુ બેચેન હતી. અને દૂરના ખંડમાં સૂતેલો બિંબિસાર પણ બહુ બેચેન હતો. માત્ર ચૂપચાપ સૂતો હતો આનંદ. અને તેની પાસે જાગતો સૂતો હતો અભિરામ. પાલી અને કઠપૂતળીવાળાને સાથેસાથે પોતાની સામે ઊભેલાં જોયા પછી તે કંઈ અજંપ વિચારવમળે ચઢ્યો હતો – એ તો જ્યોતિષી પણ હતોને!

પરંતુ બિંબિસાર જ્યોતિષી ન હતો, છતાં અભિરામ જે વસ્તુનો ભય ને શંકા સાથે વિચાર કરી રહ્યો હતો તેને જ પ્રગટ કરવા બિંબિસાર વિચાર કરી રહ્યો હતો. અને પાલી તે વસ્તુ સત્ય બનશે કે નહિ તે વિશે આશંક થઈ હતી.

'મહારાજ!' કોઈ બહુ ધીમેથી બોલ્યું. બિંબિસાર ચમક્યો. સંજય હળવે પગલે તેની પાસે આવી ઊભો જાણે ક્યારનોય બેઠી

ગયો હતો. બિંબિસારે ધીમે અવાજે પૂછ્યું: 'બધાં ક્ષેમકુશળ ?'

સંજયે હકારમાં ડોકું ધુણાવ્યું. તેના મોઢા પર એક પ્રકારની બેચેની જણાતી હતી. તે કોઈ વસ્તુ છુપાવવા પ્રયત્ન કરતો હોય તેમ જણાતું હતું. બિંબિસાર તે પામી ગયો. 'શું છે સંજય ?'

'મહારાજ, જરા મહેલની બહાર આવો તો !'

બિંબિસાર તત્ક્ષણ ઊભો થયો અને સંજયને લઈ ચૂપકીથી મહેલ બહાર નાના ઉદ્યાનમાં આવ્યો. 'મહારાજ !' સંજયે આસપાસ જોઈ બહુ ધીમે અવાજે કહ્યું, 'આપણે તરત જ અહીંથી નીકળી જવું જોઈએ. કોશલ અને ચેટક રાજાની સેનાઓ મગધને સીમાડે ઓચિંતો હલ્લો કરવાની તૈયારી કરી રહી છે. ગુપ્તચર અહીં ખબર લઈને આવ્યો છે. તપાસ કરવા જવું જ જોઈએ.'

'સંજય,' બિંબિસારે જવાબમાં હસતાં હસતાં કહેવા માંડ્યું. 'મને રાજગિરિ (રાજધાની) લઈ જવા માટે કોઈ સારું બહાનું શોધવું હતું; આવી વાત !'

'નહિ, મહારાજ, તદ્દન સાચી વાત છે.'

'આના કરતાંય ભયંકર ઉપદ્રવો ઉપસ્થિત થતાં, મને પૂછ્યા વિના તું એકલો નાઠો છે; અને મેં જ યશ મેળવ્યો છે. આજે એ જ સંજય......'

'મહારાજ, અમે બધા તો જવા જ નીકળ્યા છીએ. પરંતુ અહીં એક પણ અંગરક્ષક રખાય તેમ નથી, એટલે......'

'મારી એકલાની જરાય ચિંતા ન કર. જા, શુભ કર.'

'જેવી આજ્ઞા.' સંજયે મસ્તક નમાવી જવાબ આપ્યો. દૂર ઊભેલા આશકને ખોંખારાથી જ જણાવી દીધું કે પોતે પણ ઊભો છે ને નજીક આવી શકે તેમ નથી. બિંબિસારે પણ હુંકારથી જવાબ આપ્યો. સંજય બધાને લઈ અદૃશ્ય થઈ ગયો.

બિંબિસાર ધીમે પગલે પ્રાસાદ તરફ વળ્યો. સંજયના સમાચારે તેના મન પર કોઈ ખાસ અસર નહોતી કરી. કોશલ અને ચેટકરાજ તેની સામે થવા અશક્ત હતા એ તે સારી પેઠે જાણતો હતો. છતાં તેમની પ્રવૃત્તિઓ જાણવી જ જોઈએ અને તે કાર્ય માટે સંજય બસ હતો.

દુશ્મન બની બેઠેલા લિચ્છવીઓના ગામમાં પોતે એકલો રહ્યો, એ વિચારે તેના હૃદયમાં વધારે નિરાંત અને સ્ફુરણા થયાં. જાણે મનગમતી વસ્તુ તેને મળી ગઈ.

અત્યારે તેનું હૃદય અને મન પાલીએ જીતી લીધાં હતાં. રથમાં બોલી રહેલી પાલી! પ્રાસાદમાં આવી તેનું વહેતું લોહી જોઈ ગભરાઈ ગયેલી પાલી! તેના ઘા પર ઔષધોપચાર થતો હતો ત્યારે તેના શ્વાસોચ્છ્વાસ સંભળાય એટલી નજીક–પોતાની પાસે અડીને ઊભેલી પાલી – કોણ જાણે કેવી રીતે સ્વયંસ્ફુરણાથી તેનાં હૃદય અને મનમાં દોડી રહી હતી. હજાર વાર વિચાર ઊઠ્યા હતા કે પાલીના શયનગૃહ તરફ જઈ, જાગતી યા સૂતેલી પાલીને એક વખત નીરખી આવું!

અત્યારેય તેને એ જ વિચારો આવતા હતા. ઉદ્યાનનું વાતાવરણ તેને ઉશ્કેરવા માંડ્યું. તેના પગ બેકાબૂ બની પાલીના શયનગૃહ તરફ વળ્યા. પરંતુ થોડાં જ ડગ ભરી તે થંભી ગયા. કાષ્ટના એક સુશોભિત વિશ્રામસ્થાન પર પાલી એકલી બેઠેલી હતી. હવામાં ઊડતાં તેનાં ચંચલ વસ્ત્રો, શયનગૃહમાંથી તે સીધી આવી બેઠેલી હોય તેવું સ્પષ્ટ સૂચન કરતાં હતાં. જે સ્થિતિમાં તે આરામથી બેઠેલી હતી તે અંગમરોડ અને તેનો છૂટો કેશકલાપ તેના સૌંદર્યને અનેરો ઓપ આપતાં હતાં.

પાલીને અનિમેષ નયને જોતો બિંબિસાર આગળ વધવું કે નહિ

એવી ગડમથલમાં હતો ને આખરે ત્યાં ને ત્યાં જ ઊભો રહ્યો. ઉદ્યાનમાં રાતનાં પુષ્પો દિવસનાં પુષ્પોની સુગંધીને જાણે ભુલાવી દેવાનો પ્રયત્ન કરતાં હોય તેવી રીતે મઘમઘી રહ્યાં હતાં. બિંબિસાર એવી જગાએ ઊભો હતો કે પાલી તેને જોઈ શકતી નહીં. પાલીના હૃદયમાં એક અદમ્ય તોફાન ઊઠ્યું હતું અને બિંબિસાર તે અનુભવી રહ્યો હતો. બિંબિસારનું હૃદય હિલોળે ચડ્યું હતું, પાલી તે અનુભવતી હતી.

લોકો જેને પ્રેમ કહે છે તેનું રહસ્ય બન્ને અનુભવી રહ્યાં હતાં. એક જ સમયે બન્નેના હૃદયમાં એક જ વાત ઊઠતી હતી. અત્યાર સુધી પ્રેમની વાતો દંતકથાઓ અને પુરાણોમાંથી તેઓ સાંભળતાં આવ્યાં હતાં, પરંતુ તેનો ખરો સાક્ષાત્કાર બન્નેને આજે થયો.

ઉન્મત્ત દશાએ પહોંચેલી પાલી એકાએક ઊભી થઈ અને ઉદ્યાનની વચ્ચોવચ્ચ નાનીનાની માછલીઓવાળા નાનકડા તળાવની પાળ પર ધીમે પગલે બિંબિસાર તરફ આવવા માંડી. સહેજ અસ્વસ્થ બની બિંબિસારે પાછે પગલે ચાલવા માંડ્યું. પરંતુ તે એવી જગાએ આવી ઊભો હતો કે પાછળ જઈ શકાયું જ નહિ. પાલી ત્યાં આવી ઊભી રહી ગઈ. બન્ને એકીસાથે બોલી ઊઠ્યાં:

'તમે...'

પણ એટલો શબ્દ બોલી બન્ને અટકી ગયાં અને એકીસાથે હસી પડ્યાં. પાલી પહેલી બોલી–મશ્કરીમાં:

'કેમ, માર ખાવો બાકી રહી ગયો છે ? એકલા ફરો છો તે !'

'પીઠ પાછળ લિચ્છવીઓ ઘા નથી કરતા, પછી ભય શાનો ?'

'તમે લિચ્છવી છો ?' એકદમ આશાપૂર્ણ નેત્રે પાલીએ પૂછ્યું.

'ના, લિચ્છવીઓને હું ઓળખું છું.'

પાલી આશાભંગ થઈ. બોલતી અટકી ગઈ. બન્ને એકમેક તરફ જોઈ જાણે વાત કરવાનો વિષય ખોળવા લાગ્યાં. છેવટે

બન્નેમાંથી, આ વખતે બિંબિસાર પહેલાં બોલ્યો: 'તમારા ભાઈ માટે તમારે જરાય ચિંતા કરવા જેવું નથી.'

'તમે વૈદરાજ પણ છો એની મને ખબર જ નહિ!' પાલીએ શરૂઆત કરી.

'હું વૈદરાજ નથી, પરંતુ મારો એક પરમ મિત્ર મહાન વૈદ્ય છે.' એટલું બોલી બિંબિસાર અટકી ગયો. પોતાના રાજવૈદ્ય જીવકકુમાર ભત્ર્યનું નામ જીભને ટેરવે આવ્યું હતું તે એણે જીભને ટેરવે જ રહેવા દીધું; એ આશયે કે તે સાંભળતાં પાલી કદાચ પોતાને માગધી સમજી વહેમે ભરાય! વાતો કરતાં કરતાં બેઉ વિશ્રામસ્થાન આગળ આવી પહોંચ્યાં. પાલી એક બેઠક પર બેસી ગઈ. બિંબિસાર પણ તેનાથી થોડેક છેટે તે જ બેઠક પર બેઠો, પરંતુ તરત જ તેને ખ્યાલ આવ્યો કે પોતે તો કઠપૂતળીવાળો છે; તે ઊભો થઈ ગયો. પાલી તેના આચરણ પર મંદ સ્મિત કરતાં બોલી:

'ઊભા કેમ થયા, ડર લાગ્યો?'

'ડર?'

'હા! ડર. આમ્રપાલી ઓળખી જશે તમે કોણ છો તે! પણ હું જાણું છું.'

'શું?'

'તમે કઠપૂતળીનો ધંધો કરનાર નટ નથી.'

બિંબિસાર ક્ષણભર ચૂપ થઈ ગયો અને પછી બોલ્યો:

'ના, હું નટ નથી.'

'તો તમે કોણ છો?' પાલીએ પૂછ્યું.

'જાણીને શું કરશો?' એ જ સ્થિતિમાં બિંબિસારે પૂછ્યું.

'ન જણાવીને શું મેળવશો?'

'હવે—કંઈ નહિ!'

'હવે?'

'હા. હવે કંઈ નહિ. મારા જીવનનું એક મહદ કાર્ય ગુપ્ત-વેશમાં કરવાનું હતું અને તે થઈ ગયું.'

'એ મહદ કાર્ય અમારી વૈશાલીમાં કરવાનું હતું?' સ્વસ્થ બની પાલીએ પ્રશ્ન કર્યો.

'હા, તમારી વૈશાલીમાં.'

પાલી બિંબિસાર સામે તાકીને જોઈ રહી. તેને આ પુરુષ બહુ રહસ્યમય લાગ્યો. બિંબિસારના શબ્દોમાં નિર્ભયતા, સ્પષ્ટતા અને હૃદયની સરળતા હતાં, છતાં તેની આંખ આગળથી વહેમની એક નાનીશી વાદળી પસાર થઈ ગઈ. સ્વજન જેવો લાગતો આ પરાયો માણસ થોડીક વાર તેને પોતાનાથી દૂર જતો લાગ્યો. વૈશાલીના દુશ્મનો ઓછા ન હતા અને જેવા તેવા ન હતા. મનમાં તો પાલીને થયું કે કઠપૂતળીવાળાની દાઢી હમણાં જ ખેંચી કાઢું; પરંતુ બીજી જ ક્ષણે અંતરના આવેગને તેણે રોકી લીધો. બિંબિસાર તેના હૃદયની વાત વાંચી શક્યો. જરા આગળ લળી તે બોલ્યો: 'ખાતરી રાખજો, હું તમારો દુશ્મન નથી.' પાલી ખાતરીથી માનવા તૈયાર જ હતી છતાં, સાવધ રહેતાં મોં મલકાવી બોલી:

'અમારી વૈશાલીમાં તમારું કયું મહદ કાર્ય પૂરું થયું?'

'ખરું કહું?'

'ખોટું બોલવાની ચાલાકી તમારા મોં પરથી તો નથી લાગતી, કહો.'

બિંબિસારને પોતાનું મહદ કાર્ય જણાવ્યા વિના હવે છૂટકો ન હતો. તેણે જણાવી દીધું: 'આમ્રપાલીને જોવી હતી.'

પાલી બિંબિસારને જોઈ રહી હતી. તેના શબ્દો સાંભળીને વિશ્રામસ્થાન પરથી તે તરત ઊભી થઈ ગઈ. બિંબિસારને લાગ્યું કે પાલી પોતાને નીચ કુળનો સમજે છે. તોફાનમિશ્રિત આનંદ તેના હૃદયમાં નાચવા લાગ્યો; ત્યારે પાલી પૂરેપૂરી ગંભીર હતી.

'ગાંધાર અને સાકેતના રાજપુત્રો મને જોવા આવ્યા હતા, પરંતુ નટ બનીને નહિ; રાજપુત્ર બનીને. તમે રાજપુત્ર છો?' નિશ્ચયાત્મક શબ્દોમાં, પાલી એકાએક બિંબિસાર તરફ જોઈ બોલી. 'કોણ છો? ક્યાંથી આવ્યા? દક્ષિણાપથથી?'

બિંબિસાર પાલીને નિહાળી રહ્યો અને પછી બોલ્યો:

'તમારું પહેલું વાક્ય ખરું છે. હું રાજપુત્ર છું. પરંતુ નથી દક્ષિણાપથનો કે નથી ઉત્તરાપથનો; મારો એક જ પથ છે. અને તમને તે પથે લઈ જવા જીવનનું સર્વસ્વ છોડી, ને હૃદયનું સર્વસ્વ સાથે લઈ અહીં આવ્યો છું.'

પાલી સ્થિરચિત્તે તેના તરફ જોઈ રહી.

'એ પથને નામ શું આપ્યું છે?'

'એને નામ આપી શકાય તેમ નથી. કોઈ આપી શકે તેમ નથી.'

'તમારા જેવો કુશળ નટ પણ નથી આપી શકતો?'

'તમારા જેવી અનુપમ સુંદરી પણ નથી આપી શકતી. એ પથ પર જનાર જ માત્ર જાણે છે કે એ કેવો પથ છે!' પાલીને કહેવાને ગોખી રાખેલાં વાક્યો જ જાણે બિંબિસાર બોલી ગયો. પાલી અત્યાર સુધી બિંબિસારના ઘાની ચિંતામાં પડી હતી પરંતુ એ નિર્ભય પુરુષને આટલા ટૂંક સમયમાં આટલી હદ સુધી કહી દેતાં સાંભળી, તેને પોતાની નિર્બળતા માટે શરમ આવી. તેની અતિશય ધૃષ્ટતા સામે તેને રોષ ચડ્યો ને યથાયોગ્ય ઉત્તર આપવાની ઇચ્છા થઈ.

પરંતુ તેની સાથે દષ્ટોદષ્ટ મળતાં તેના શબ્દો ક્યાંય ઊડી ગયા. ઇચ્છા શમી ગઈ. રોષ ગળી ગયો. તે કૃત્રિમ ગુસ્સો દર્શાવતાં બોલી:

'સારું છે, તમે અમારા અતિથિ છો, નહીં તો–'

'શું કરત ?'

'આ દાઢી ખેંચી કાઢત અને અન્ય રાજપુત્રો જે સાંભળીને ગયા તે તમને પણ સંભળાવી દેત.'

'દાઢી તો હું પ્રાતઃકાળે કાઢી નાખવા તૈયાર થાઉં...પરંતુ એક ડર છે–તમને ગુસ્સે કરવાનો.'

'જાણે હમણાં તો હું ગુસ્સે જ ન હોઉં !'

'મોં પરથી તો બરાબર નથી જણાતું.'

'સ્વદેશ જાઓ ત્યારે તમારા પરમ મિત્ર વૈદ્યરાજને આંખને કોઈ ઔષધી આપવા જરૂર આગ્રહ કરજો.

'અમારા પથ પર જનારને એની જરાય જરૂર રહેતી નથી એનાં હૃદયચક્ષુ ખુલ્લાં રહે એટલે બધું આવી ગયું.'

'અને તમારાં ખુલ્લાં છે, એમને ?' કટાક્ષમાં પાલી બોલી.

બિંબિસાર ચમક્યો. તેના શબ્દો મોઢામાં જ રહી ગયા. ખરેખ પાલી જે બોલી તે જ, તે પોતે બોલવાનો હતો.

અત્યારસુધીની પાલીની વાતોએ તેને હતાશ નહોતો કર્યો પાલી સ્વતઃ વિચારમાં પડી ગઈ હતી કે આવી રીતે, આજે સમ પૂર્વે તે કદાપિ કોઈની સાથે બોલી ન હતી. બિંબિસાર તેની બ નજીક આવી ઊભો, અને આશ્ચર્ય દર્શાવતાં બોલ્યો:

'લોકોના શબ્દોમાં બહુ વિશ્વાસ ન રાખવો એવાં ગુરુજનો વચનો છે, પરંતુ આમ્રપાલી એ બધાંને ખોટાં પાડે છે.'

પાલી ધ્યાનભંગ થઈ, અત્યંત સમીપ આવેલા બિંબિસ તરફ સહેજ સંકોચ અનુભવતાં તે બોલી:

'હું સમજતી હતી કે તમે મારી પ્રશંસા કરી ચૂક્યા. પણ
લાગે છે કે મારી પ્રશંસા હવે તમે શરૂ કરો છો.'

બિંબિસાર વધુ સમીપ આવ્યો. એક પ્રકારની ઉન્મત્ત
તેનામાં દેખાતી હતી. તેનો અવાજ બદલાઈ ગયો: 'આમ્રપાલી મ
વર્ષોથી વાતો સાંભળતો આવ્યો હતો. લોકો મને કહેતા, પાલી અભૂતપૂ
છે, અલૌકિક છે. આમ્રપાલીના સૌંદર્યની વાતો વાયુની લહરીલહરી
સંભળાય છે. અને તે વિષે વાદાવવાદમાં ઊતરી, લઢી પડતા બે ક્ષત્રિ
કુમારોને જોઈ મને હસવું આવ્યું હતું. આજે મારી જાત પર મ
હસવું આવે છે. આજે જણાય છે કે પાલી માટે જે કંઈ બોલાયું છે
બધું અપૂર્ણ છે. જે જે સાંભળ્યું છે તે પાલીને જોતાં પ્રમાણ
બહુ જ ઓછું લાગે છે.'

'તક્ષશીલામાં કાવ્યનો વિષય તો નહોતો લીધોને!' બિંબિસાર
દૂર થતાં પાલી બોલી.

'કવિતા સંમુખ અભણ પણ કવિતામય બની જાય છે.'

'ત્યારે તમે રાજપુત્ર નથી. રાજપુત્ર અભણ ન હોય.' પા
ફરી તોફાને ચડી. પરંતુ બિંબિસારને તે પાલવે તેમ ન હતું.
એકલો હતો. સમય ઓછો હતો; એટલે પૂર્વવત્ ઉન્મત્ત દશામાં
તે આગળ વધી બોલવા માંડ્યો: 'મારા દેશથી નીકળ્યો ત્યારે
એ નિશ્ચય કર્યો હતાઃ પાલીને જોયા વિના પાછો નહિ આવું. અ
પાલીને જોઈ તરત જ પાછો વળીશ. પરંતુ સત્ય વાત એ છે કે પા
વળવાની શક્તિ હું ગુમાવી બેઠો છું. મેં કદાપિ હાર ખાધી નથી
અહીંથી પણ હારીને જવાનો નથી. અહીં ત્રણ દિવસ રહીશ; જો
છું મારો નિશ્ચય કેટલો અડગ છે!'

'અતિથિ! કોઈ લિચ્છવીનો નિશ્ચય સાંભળ્યો છે? પૂછી જો
કોઈ માગધીને.'

'મારા જ લાભની વાત હશે તો મગધના રાજવીને પણ પૂછતાં નહિ અચકાઉં.'

'માગધીઓ અમારા દુશ્મન છે; અમારા મિત્ર થઈને તેમને મળશો તો નકામા મૃત્યુના મુખમાં પડશો.'

'અં હં! ખોટી વાત. માગધીઓને હું વધારે સારી રીતે ઓળખું છું.'

'લિચ્છવીના કરતાં પણ?'

'હા. ભૂલી જાઓ છો હું કઠપૂતળીવાળો છું? મનુષ્યસ્વભાવ ઓળખવો એ અમારો પહેલો પાઠ છે. મને તો માગધી અને લિચ્છવીમાં કાંઈ ભેદ નથી લાગતો.'

'અતિથિનું અપમાન કરવું એ પાપ છે; કૃપા કરી અમને માગધી સાથે ન સરખાવો; એ અમારા દુશ્મન છે.'

'કરી લીધેલા કે માની લીધેલા?' જાતિઅભિમાનથી ઉશ્કેરાયેલી પાલીને શાંત કરવા બિંબિસાર બોલ્યો. પાલીએ ચમકીને બિંબિસાર ભણી જોયું. સહેજ ગુસ્સામાં એ બોલી: 'અત્યારે તમે માગધી જેવા લાગો છો.'

'ને ખરેખર હોઉં તો?'

'અતિથિ છો એટલે જીવથી તો બચી જાઓ. લિચ્છવીઓના પવેણીપોત્થકમાં ઉપકારનો બદલો મૃત્યુ નથી. પરંતુ તમે માગધી નથી.'

હદ આવી ગઈ!

બિંબિસારને મોઢે આવેલા શબ્દો પાલીનું છેલ્લું વાક્ય સાંભળતાં, એમને એમ રહી ગયા.

તે સ્વસ્થ બન્યો. સામાને અદેખાઈ આવે તેવા એક માગધીના ગર્વને બદલે તેના મોઢા પર નિર્દોષ હાસ્ય રમવા માંડ્યું. વાતાવરણમાં

જામેલી કટુતા આપોઆપ ઓછી થઈ. ધીમે રહીને તે બોલ્યો: 'તમારી વાત ખરી છે. ત્રણ દિવસ પછી હું કહીશ, હું કોણ છું તે.'

અતિથિની સ્વસ્થતા અને મોહક સ્મિત આગળ પાલી હારી ગઈ. અતિથિ પ્રત્યે કટુ શબ્દો બોલવા માટે સહેજ શરમાઈ પણ ખરી. આગળ આવ્યા વિના જ્યાં ઊભી હતી, ત્યાંથી જ તે મૃદુ કંઠે બોલી: 'ત્રણ દિવસ પછી તમારે નહીં કહેવું પડે, હું પોતે કહીશ, તમે કોણ છો તે.'

બિંબિસાર એકદમ નજીક આવ્યો, ને પૂછ્યું: 'હમણાં જ કહી દો તો ? હું કોણ છું ?'

'અતિથિ !' પાલીએ જવાબ આપ્યો.

અને પછી બન્ને એકમેક તરફ જોઈ રહ્યાં: પેલા પ્રેમપથના યાત્રીઓ તરીકે.



# [ ૧૧ ]

**વૈશાલી** નગરીના ઉત્તર રાજમાર્ગથી થોડેક જ દૂર વૈશાલીના જુવાનોનું દ્યુતગૃહ હતું અને તેનાથી થોડેક જ છેટે પાનાગાર હતું. ઘણું કરીને તો સાંજે જ, ને ખાસ રંગીલા પરદેશીઓ આવ્યા હોય ત્યારે કદીક બપોરે દ્યુત શરૂ થતું.

આજે બપોરથી દ્યુત શરૂ થયું હતું. તામ્રલિપ્તિથી આવેલા વ્યાપારી સંઘના કેટલાક જુવાનો ચાંદી સોનાની શ્રેણીના લિચ્છવી જુવાનો સાથે દ્યુતમાં ભેગા થઈ ગયા હતા; એટલું જ નહીં, આખો દિવસ લિચ્છવીઓના હાથે સખત હાર ખાઈ બેઠા હતા. બન્ને પક્ષો રંગીન તબિયતના હતા એટલે દ્યુતગૃહમાંથી લિચ્છવી જુવાનો સીધા પાનાગારમાં પરદેશીઓને નિમંત્રી ગયા.

અમાસની રાત હતી. પાનાગારમાં દીવડીઓ ઝગમગતી હતી. આજે વૈશાલી નગરીના સુરાધ્યક્ષ એકાએક પાનાગારની મુલાકાતે આવી ગયા હતા એટલે દીવાઓ પ્રકાશ સાથે સાથે સુગંધી પણ ચોમેર પ્રસરાવતા હતા. જો કે પાનાગારના માલિક શંભુનું કંજૂસ હૃદય ખુશબોદાર તેલ એમને એમ બળી જતું જોઈ પ્રજ્વળી ઊઠ્યું હતું; એટલે દ્યુતગૃહવાળી મંડળી આવી પહોંચતાં તેના આનંદનો પાર ન રહ્યો. મંડળી તેના દ્વારમાં પ્રવેશે તે પહેલાં તો તેણે ધાંધલ શરૂ

કરી દીધું. શરીરે નબળો હોવાથી ગુસ્સો લાગતાં અને ગુસ્સો દેખાડતાં તેને વાર ન લાગતી. કોઈ ધનિકને પાનાગારમાં પ્રવેશતાં જોઈ દાસો ઉપર પોતાના સ્વામિત્વની અને આવનારાઓ પ્રત્યે પોતાની શ્વાનવત્ દાસત્વની લાગણી દેખાડવા તે એકદમ ઉત્સુક બની જતો. એમાં એ પોતાની સુરા વેચવાની મોટી આવડત જોતો; જ્યારે સુરા પીનારાઓની આંખો સમક્ષ એ માત્ર હાસ્યાસ્પદ બની રહેતો.

ખોટી ધાંધલથી ટેવાયેલા દાસો પોતપોતાને કામે વળગી ગયા. મિશ્રિત ધાતુઓના સુંદર કારીગીરીવાળાં પ્યાલાઓમાં મદ્ય અપાયું. અને દરેક જુવાને ટીખળ કરતા કરતા મદ્યપાન શરૂ કર્યું.

નશાના પ્રારંભમાં જ એક રંગીલા પરદેશીએ તેની બાજુમાં બેઠેલા જુવાન લિચ્છવીને કહ્યું: 'કેમ મિત્ર અમ્બષ્ઠ, પાલી ક્યારે દેખાડીશ?'

પાલીનું નામ સાંભળી લગભગ બધા જુવાનોની દૃષ્ટિ પેલા પરદેશી પર પડી. અમ્બષ્ઠ જરા સંકોચ પામ્યો, પરંતુ પરદેશી ધૂનમાં હતો એટલે એણે બોલવાનું ચાલુ રાખ્યું: 'ત્રણ ત્રણ દિવસથી જોવા મહેનત કરું છું, પરંતુ પત્તો ખાતો નથી. મિત્ર, હોડ બકીને આવ્યો છું કે પાલીને લઈને આવીશ; માત્ર લઈને જ નહિ, પરણીને પણ.'

પરદેશીના શબ્દો અગ્નિ કરતાંય વધુ દાહક અને અગ્નિઘૃત કરતાંય વધુ ભડકો કરનારા હતા. એકેએક લિચ્છવીની આંખો ખેંચાઈ. પરદેશી તેમની દરકાર કર્યા વિના હસતો હસતો સુરાપાન કરવા લાગ્યો. એવામાં એક લોખંડી હાથ પરદેશીના ખભા પર પડ્યો. અને તે પોતાની જાતને સંભાળી શકે એ પહેલાં તો પકડનારે તેને જમીન પર પટકી દીધો, અને તેની છાતી પર ચડી બેઠો. પટકનાર સુધીર હતો.

'ઊઠ ! સુધીર ! ઊભો થા ! ઊભો થા !' કહેતા કહેતા બે ત્રણ

જુવાનો પરદેશીની છાતી પર ચડી બેઠેલા સુધીરને ખેંચવા લાગ્યા. પરંતુ પડી જનાર પરદેશી નમાલો ન હતો. સુધીરની ખેંચતાણમાં પરદેશી ચાલાકીથી ઊભો થઈ ગયો અને સુધીર સાથે બાથડી પડ્યો. આ વખતે પરદેશીનો હાથ ઉપર હતો. પરદેશીની સાથે તેનો જોડિયો ભળ્યો, અને થોડીક ક્ષણોમાં તો મદ્યના પ્યાલાઓ અને બાજઠો હવામાં ઊડવા લાગ્યાં.

સુધીર અને પરદેશીનું મુષ્ટિયુદ્ધ જોવા જેવું થઈ ગયું, ને અંતે ફાવ્યો પણ સુધીર. બન્નેનાં શરીર પર સખત ઘાનાં ચિહ્ન પડ્યાં હતાં.

મહા પ્રયત્ને બન્ને પક્ષના લોકોએ બન્નેને પકડી અલગ કર્યા. પરદેશીને ગંભીર માર પડ્યો હતો. બે મજબૂત જુવાનોના હાથમાં પકડાયેલો સુધીર હાંફતો હાંફતો જુસ્સાથી પરદેશીને કહેવા લાગ્યો: 'પાલીને પરદેશી લઈ જશે? લિચ્છવીઓની રાજધાની વૈશાલીમાંથી? અરે, પાલીને પરદેશી અડશે તે પહેલાં તો એના હાથ કપાઈને તૂટી પડશે.'

'એ તો સમય આવ્યે જોઈ લેવાશે!' એક ખૂણામાં ચૂપચાપ મદ્યપાન કરતો અને આ બધો ખેલ ઠંડે પેટે જોઈ રહેલો એક માલવી બોલી ઊઠ્યો. 'પાલીને પરણવાનો દૃઢ નિશ્ચય કરનાર જુવાન જેવો તેવો તો નહિ જ હોય.'

'ના, એ જેવો તેવો નહિ હોય. એટલું જ કે તે એક લિચ્છવી જેવો નહિ હોય.' અભયની પાસે ઊભેલા વીરભદ્રે તડૂકીને પડકાર કર્યો.

'ખરી વાત છે' માલવીએ મદ્યનો ઘૂંટડો ગળામાં ઉતારતાં કહ્યું. 'એ પરદેશી લિચ્છવી કરતાં વિશેષ બળવાન હશે, તો જ તે પાલીને પરણી લઈ જશેને?' આટલું કહી તે હસ્યો અને મદ્યનો

પ્યાલો મોઢે મૂકયો. નિશ્ચિતપણે બોલાતા તેના શબ્દોમાં તિરસ્કાર હતો. જુવાનિયો વીરભદ્ર એ સહન ન કરી શકયો. એ ડગલાં આગળ આવી તે બોલ્યો:

'એ વાત તો લિચ્છવીનું તીર, તલવાર કે હાથ, સામનો થતાં સાબિત કરી દેશે.'

'નિશ્ચય—' પૂર્વવત્ પ્યાલામાંથી એક ઘૂંટડો પી મોઢાનો ડચકાર કરતાં માલવી બોલ્યો : 'કે પરદેશી, લિચ્છવી કરતાં વધુ બળવાન છે.' આ સાંભળી વીરભદ્રની આંખો કપાળે ચડી. એ બે ડગલાં વધારે નજીક આવ્યો અને ઘૂરકતે ડોળે માલવી તરફ જોઈ બોલ્યો :

'કોઈ મહાન અપરાધ સિવાય વૈશાલીમાં પરદેશીનો પ્રાણ અમે લેતા નથી.'

'નહિ તો મારો પ્રાણ લેત, એમ જ ને! પણ તમારી ભૂલ છે. શૌર્ય અને વીર્ય કુદરતે એકલા વૈશાલીમાં જ નથી ભર્યાં; અન્ય દેશોમાં પણ છે.'

એટલું કહી માલવીએ વળી કટોરામાંથી એક ઘૂંટડો પીધો, ને કટોરો બાજઠ પર મૂકવા હાથ લંબાવ્યો. પણ હજી કટોરો બાજઠને સ્પર્શે તે પહેલાં ખણણણ કરતું એક ખંજર તેના કટોરાવાળા હાથ આગળ પડયું. સાથે જ અવાજ આવ્યો : 'હમણાં જ જોઈ લઈએ તો?' માલવીએ ઊંચે જોયું. ખંજર નાખી આવાહન આપનાર વીરભદ્ર હતો. માલવીએ ઝડપથી ખંજર પર કટોરો મૂકી દીધો, પછી તેણે વીરભદ્ર સામે જોયું. ફરી કટોરો ઊંચકી તેમાંનો છેલ્લો ઘૂંટડો મોંમાં રેડી લીધો અને મોઢું લૂછતાં લૂછતાં ખંજર લઈ ઊભો થયો.

અને એ ઊભો થયો ત્યારે જ તેના પ્રચંડ દેહનું સર્વને ભાન થયું. શંભુનાં મોતિયાં મરી ગયાં. તેની જીભ તાળવે ચોંટી. તેણે બોલવા માટે ફાંફાં માર્યાં પણ હોઠ ઊઘડયા જ નહીં.

વીરભદ્ર સામાન્ય લડવૈયો ન હતો. માલવી સામે સંપૂર્ણ તિરસ્કાર અને ગર્વમાં તે ઊભો હતો. બેઉ યોદ્ધાઓ સામસામા થઈ ગયા. યુદ્ધપ્રિય લિચ્છવીઓ રસપૂર્વક લડનારાઓને નિહાળતા એક વર્તુલમાં ગોઠવાઈ ગયા. વીજળીના ઝબકારાની પેઠે વીરભદ્ર અને માલવી એકમેક ઉપર તૂટી પડ્યા. વીરભદ્ર ચપળ અને વેગીલો હતો. માલવી તાકાતવાળો ખૂંખાર હતો.

બન્ને જણ ચપળતાથી ઘા પર ઘા ઝીલતા ગયા અને વારતા ગયા. થોડીક ક્ષણ તો માલવી, બચ્ચાને રમાડતો હોય તેમ લિચ્છવીને ફેરવવા લાગ્યો. પરંતુ તક જોઈ વીરભદ્ર વાઘની માફક ઊછળ્યો અને પ્રચંડકાય માલવીની પાંસળીઓમાં ખંજર ભોંકી દીધું, અને ચપળતાથી દૂર હટી ગયો. માલવીનો હવામાં વિંઝાયેલો હાથ ખાલી પડ્યો. તરત જ વીરભદ્ર પાછો કૂદ્યો અને સમતોલપણું ગુમાવી બેઠેલા માલવીને એક બાજુ ધક્કો મારી તેના કાળજામાં ખંજરી ઉતારી દીધું. શંભુના હોઠ ઊતર્યા. તેણે એક ચીસ પાડી. બીજી જ પળે એક બીજો પરદેશી વીરભદ્ર પર ત્રાટક્યો અને ખંજરના એક જ ઝાટકે વીરભદ્રને ઢાળી દીધો.

ને પછી...... સુધીર, વીરભદ્રને મારનારા પર ઊછળી પડ્યો. બીજા લિચ્છવીઓ ખંજર કાઢી આગળ આવ્યા. પરદેશીઓ તો તૈયાર જ હતા. થોડીક જ ક્ષણોમાં બન્ને પક્ષ એકમેકને મહાત કરવા ઝઝૂમવા લાગ્યા.

શંભુ ગાંડાની માફક કૂદવા લાગ્યો. પોતાની જાતને બચાવવા આમથી તેમ દોડતો, નોકરોને હુકમ કરવાને બદલે આજીજી કરવા લાગ્યો. લડનારા જુવાનોને આજીજીને બદલે ધમકી આપવા માંડ્યો. વળી ભાન આવતાં નોકરોને ભાંડતો પોતાને જખમ લાગતા હોય તેમ બૂમો પાડવા માંડ્યો. પોતાના પાનાગારમાં તેણે છેલ્લાં વીસ વર્ષમાં માત્ર શબ્દોની મારામારી જોઈ હતી, પણ જીવલેણ મારામારી અને

તે પણ આટલા બધાઓની એ એના જીવનમાં ન અનુભવેલી વાત હતી. પોતાની હાટડીનું સત્યાનાશ વળી ગયું હતું. તેનો અતિશય ક્રોધ અને એની ખૂમો છેવટે આંસુરૂપે તેના ગાલ પર સરવા માંડ્યાં પણ પોતાનું આમાં કાંઈ વળે એમ ન હોવાથી માથે સાફો નાખી, કલ્પાંત કરતો ઊભી શેરીએ નાઠો.

આ જ વખતે હાંફતો હાંફતો ચિરંજીવ ન આવી પહોંચ્યો હોત તો પાલી પછવાડે આખા સંસારને ઉખેડી નાખવાની ઉન્મત્ત દશાએ પહોંચેલા સુધીરને, પરદેશીઓએ ખતમ કરી નાંખ્યો હોત.

પાનાગારમાંની ધાંધલ સાંભળી નજીકના રંગારા અને રથકાર શ્રેણીઓના મહોલ્લાવાળા દોડી આવ્યા હતા. તેમના વિવિધ ધંધાના ફક્ત વર્ગો હતા અને દરેક વર્ગના મુખીને જેટ્ઠક કહેવામાં આવતો. અત્યારે ગણાતી અઢારે વર્ણ તે વખતે હતી. તેમાંના જેટ્ઠકોએ ચિરંજીવને જોઈ હામ ભીડી અને બન્ને પક્ષને શાંત કરવા જે હાથમાં આવ્યો તેને વળગી પડ્યા. થોડીક ઇજા તો થઈ પરંતુ ચિરંજીવ અને જેટ્ઠકો અંતે સફળ થયા. બધાનો ક્રોધ શાંત થયો. કારણ ચિરંજીવે એક એક કરી આઠ મુડદાંને બધાંની વચ્ચે ગોઠવી દીધાં. ત્રણ લિચ્છવી અને પાંચ પરદેશીઓ ખપી ગયા હતા; ને શસ્ત્રોના ઘા તો દરેક જણને લાગ્યા હતા. એટલામાં રોતોકકળતો શંભુ વૈશાલીના સુરાધ્યક્ષ, પરદેશી વ્યાપારીઓ પાસેથી જકાત ઉઘરાવનાર શુલ્કાધ્યક્ષ, નગરસંરક્ષક અને પરદેશી કાફલાના સરદાર સત્થવાહ સાથે આવી પહોંચ્યો. સુરામાં બુદ્ધિશૂન્ય બનેલા જુવાનિયાઓને ત્યારે જ ખ્યાલ આવ્યો કે આ બધું શું થઈ ગયું! નગરસંરક્ષકે વધુ ઊહાપોહ કર્યાં વિના ઘવાયેલાઓને નગર ઔષધાલયમાં મોકલાવી દીધા. પરદેશીઓના શબ્દોને સત્થવાહની ઇચ્છાનુસાર શહેરના ખર્ચે અંતિમ સંસ્કાર માટે રવાના કર્યા અને લિચ્છવી શબોને તેમની અસલી રીત પ્રમાણે પશુપક્ષીઓના ઉપભોગ માટે શહેરની બહાર જંગલમાં ઉઘાડાં મૂકવા મોકલી આપ્યાં.

પરંતુ મરનાર લિચ્છવીઓમાં એક લિચ્છવી ગણિકાધ્યક્ષ ક્ષપણકનો નાનો ભાઈ હતો. અને ક્ષપણક પોતાના ભાઈનું અકાલ મૃત્યુ સહેજે ભૂલી જાય તેવો ઉદારચિત્ત ન હતો. એક સ્ત્રીના વિષયમાં આવી ભયંકર તકરારમાં ઊતરી પડનારા જુવાનો માટે તેને બહુ તિરસ્કાર હતો; એટલે જ્યારે પાલી માટે અનેક જિંદગીઓ ધૂળમાં મળી ગયેલી જોઈ ત્યારે તેનો તિરસ્કાર મર્યાદા ઓળંગી ગયો. ભાઈના મૃત્યુએ તેને અતિ ક્રોધિત બનાવી દીધો. અંતિમ ક્રિયા પછી, તેણે આસપાસના જેષ્ઠકોને બોલાવી ખાનગી વાર્તાલાપની પહેલ કરી. અને પછી તે બધાંને લઈ રાતોરાત નગરશ્રેષ્ઠીના મહેલમાં આવી ઊભો.

પાલી માટે થતી લડાઈ એ કોઈ નવી વાત ન હતી. નગરમાં વીજળી વેગે વાત પ્રસરી ગઈ હતી. આ જૂની થયેલી નવાઈ ઉપર સૌએ પોતાની રીતે પોતાનો તિરસ્કાર દર્શાવ્યો. નગરશ્રેષ્ઠી પણ તેમાંના એક હતા. પરંતુ તેમનું હસવું વધારે વાર ન રહ્યું. પળેપળે ક્ષપણકના વધતા ક્રોધ આગળ નગરશ્રેષ્ઠી અવાક બની ગયો. ગણિકાઓના સર્વોપરી અધિકારી ગણિકાધ્યક્ષ ક્ષપણક સામે પ્રત્યુત્તર આપવા એ કાંઈ જેવું તેવું કામ ન હતું. સંથાગારમાં તેની હાક વાગતી અને માત્ર અભય જ તેને બોલવામાં હરાવી શકતો. નગરશ્રેષ્ઠી બિચારો વેપારી માણસ આ વિષયમાં વધુ ઊતરવા ઈચ્છતો ન હતો. એટલે તપી ઊઠેલા ક્ષપણકને ઠંડો પાડી, તેને અભયને ત્યાં જ લઈ આવ્યા.

પરંતુ આટલા સમયમાં અભય પાસે બધી વાત આવી પહોંચી હતી. તેના ગુપ્તચરો પાસેથી સંપૂર્ણ મુદ્દાઓ તેને મળી ચૂક્યા હતા. એટલું જ નહિ પણ તેને ખાતરી હતી કે સૌએ પોતાની પાસે જ આખરે આવવું પડશે. નગરશ્રેષ્ઠી અને મંડળી અભયના ભવનમાં આવી પહોંચી. યોગ્ય નમસ્કારવિધિ પછી અભયની પાસે બેસતાંવેંત ક્ષપણકે શરૂ કરી દીધું:

'પાલીનો નિવેડો લાવી દો.'

'પરંતુ હું કેમ લાવું ?'

'આપ નહિ લાવી શકો તો કોઈ નહિ લાવી શકે. વૈશાલીના ગણ્યાગાંઠ્યા પૂજ્ય વડીલોમાં એક આપ છો. લિચ્છવીદેશના સીમાડે સીમાડે અનુપમ સુંદરીઓ છે; પરંતુ કોઈ સુંદરીએ, વિવાહિતા યા કુમારિકાએ–પાલીના જેવો ઉલ્કાપાત નથી મચાવ્યો. એક સ્ત્રીને માટે રણબંકા લિચ્છવી યુવાનોને મૂર્ખ બનવા દેવા ? કપાઈ મરવા દેવા ? અને તે, ક્યાં સુધી ? મહાનામ અમારા સર્વેના વડીલ છે. અમે એમની આજ્ઞા ઉલ્લંઘવામાં જરાય માનતા નથી, પરંતુ લિચ્છવીઓ ધર્મને ખાતર પોતાની જાતનેય તુચ્છ માને છે. અત્યારે અમારો ધર્મ એક જ માર્ગ દેખાડી રહ્યો છે કે પાલીને ઠેકાણે પાડી દેવી જોઈએ; પછી ભલે તે અમારા સંથાગારના સભાપતિ મહાનામની પુત્રી હોય.'

હજારો ગુપ્તચરો હજાર દિવસમાં ન લાવી શકે તેવી તક આજે અનાયાસે વિનાશબુદ્ધિ અભયને મળી રહી. જંગલમાં છટકી ગયેલી પાલી જાણે પોતાના હાથ બાંધી તેના પગમાં આવી પડી. ધૂનમાં તેણે પગ ભણી એકવાર દ્રષ્ટિ નાખી દીધી. આનંદથી તેનું હૃદય નાચી ઊઠ્યું. પરંતુ મોઢા પર જરાય ચિહ્ન દેખાડ્યા વિના ક્ષપણકને ઉશ્કેરવા સત્થવાહ અને નગરશ્રેષ્ઠી તરફ દૃષ્ટિ ફેરવી શાંત ચિત્તે બોલ્યો: 'ભાઈ મારા, તારી બધી વાત હું ખરી માની લઉં, પરંતુ પાલી પર મારું જોર કેમ ચાલે ?'

'સભાપતિ મહાનામ પર તો જોર ચાલી શકે ને ?'

ક્ષપણક એકદમ તડૂકી ઊઠ્યો. પછી જરા ટાઢો પડી બોલ્યો: 'આપ બન્ને મિત્ર છો. વર્ષો સુધી લિચ્છવીઓની રાજધુરા તમે સાથે વહી છે. આપ વડીલ છો અને વડીલને સમજાવવા પડશે.'

'પ્રયત્ન કરીશ.'

'પ્રયત્ન નહિ, નિર્ણય લાવવો પડશે.'

'હું વચનથી ન બંધાઈ શકું.'

'વડીલ, પાલીએ એક નહિ, સો નહિ, હજારો જુવાનોના હૃદયમાં આગ સળગાવી છે. ભૂતકાળની વાત જવા દો. એ કારણે આજે આપણા ત્રણ અને પરદેશીઓના પાંચ જણના જીવ ગયા છે. પરંતુ આપ જ જોઈ લેજો, ત્રણના ત્રીસ અને ત્રીસના ત્રણસો લિચ્છવીઓ પાલીના પાવકમાં નિરર્થક બલિ થઈ જતા દેખાશે. પાલીએ પરણી જવું જોઈએ, વિનાવિલંબ અને થોડાક જ સમયમાં. આવતી વૈશાખી પૂર્ણિમા પહેલાં પાલી ન પરણી જાય તો–'

'તો ?'

'તો પછી મહારાજ ! મારો એકનો એક ભાઈ જંગલમાં સૂતો છે. વૈશાખી પૂર્ણિમા પહેલાં વડીલ મહાનામ યા આનંદ કોઈ યુવકને પસંદ કરી લે; એમ નહિ તો પૂર્ણિમાએ હજારો જુવાનો ગ્રીષ્મોત્સવ માટે ભેગા થવાના છે એમાંથી પાલીએ જાતે કોઈને પસંદ કરી લેવો પડશે – આ મારો અને સૌનો છેવટનો નિર્ણય છે.'

'અને, એ પણ ન બન્યું તો ?' સફેદ મૂછો આમળતાં સહેજ ઝીણી આંખે અભયે ક્ષપણકને પૂછ્યું.

'તો પછી, વડીલ ! સંથાગાર છે અને અમે છીએ. પરિષદ આગળ પહેલો પ્રશ્ન એ જ મૂકાશે. અને પવિત્ર પવેણીપોત્થક અમારા પ્રશ્નનો ઉત્તર આપી દેશે !'

બરાબર તે જ સમયે વયોવૃદ્ધ મહાનામે અભયના ઉંબરામાં પગ મૂક્યો. છેલ્લાં વાક્યો તેમના કાનમાં સરી, હૃદયને ડસી ગયાં હતાં. ધૂર્ત અભયે સમયની ગણતરી કરી નગરના એક બહુ જ અગત્યના પ્રશ્ન માટે મહાનામને પોતાને ત્યાં આવવા વિનંતી કરી હતી.

અભયે માંદા હોવાનો ઢોંગ કર્યો હતો. એટલે મહાનામને આવ્યા વિના છૂટકો જ ન હતો.

વૈશાલીના ભીષ્મ જેવા અડગ વયોવૃદ્ધને એકાએક પ્રવેશેલા જોઈ ક્ષપણુક અને નગરશ્રેષ્ઠી હતા ત્યાં ને ત્યાં ડઘાઈને બેસી રહ્યા. ક્ષપણુકથી આગળ બોલી શકાયું નહિ. પરદેશી સત્થવાહ બોટમામા જેવો ક્રોધમાં ને ક્રોધમાં જ બેસી રહ્યો. ક્ષપણુક પોતાની જગાએથી ઊભો થયો. મોટી ફાંદવાળા નગરશ્રેષ્ઠી પણ ધીમે રહી ઊભા થયા અને ત્રણે જણા મહાનામ અને અભયને નમન કરી ચાલતા થયા.

તેમના ગયા પછી ચાંદીની નાની બેઠક પર એક નાની મદ્યની પ્યાલી ઠોકી નોકરને કંઈ સૂચના કરતો હોય તેમ અભયે મહાનામ તરફ જોયા વિના પોતાની પ્રપંચજાળ ફેલાવવા માંડી :

'સાંભળ્યું ?'

'હા.'

'બધું સાંભળ્યું ?'

'ના; પરંતુ જેટલું જાણવું જોઈએ તેટલું.' અભય વધુ વાત ન વધારે એ હેતુથી મહાનામે સખ્તાઈ લાવી કહ્યું.

'પરંતુ એ વાક્યોમાં થોડીક જાણવા જેવી વાત રહી ગઈ હતી. સંથાગારમાં સમસ્ત લિચ્છવી પરિષદ વચ્ચે પરિષદના મહાન, અચલ, અટલ સભાપતિ સંમુખ તેમની પુત્રીનો પ્રશ્ન ઉપસ્થિત થશે. લોકો કહેશે સમસ્ત લિચ્છવી પ્રજાતંત્રનો કોઈ પણ ગૂઢ કોયડો ઉકેલનાર, કોઈ પણ વિષયનો 'ન ભૂતો ન ભવિષ્યતિ' રીતે નિર્ણય આપનાર સમર્થ પુરુષ મહાનામ પોતાના જ ઘરની એક વાત – કન્યાદાન–નો ઉકેલ લાવવા અસમર્થ નીવડ્યા! લોકો પૂછશે કે પોતાની પુત્રીનું ભવિષ્ય, તેમને અસહાય બની, સંથાગારમાં ઘડાવા મૂકવું પડ્યું ? લોકો હસશે કે એક આદર્શ લિચ્છવી આટલી નાની શી બાબતમાં પાર ન ઊતરી શક્યા ? એવે સમયે લિચ્છવી પ્રજા જેને અંગત

સહકારી અને સન્મિત્ર માને છે એનું શું થશે? મારે શરમથી નીચું જોવું પડશે.' અભયે ભાષણિયા જુસ્સાથી કહ્યું.

'શરમથી નીચું જોવું પડશે? મિત્ર માટેની શરમ તમારી વચ્ચે નહીં આવે.'

'હશે, પરંતુ મને આજે માનપૂર્વક સંબોધન કાં કરો છો? ભવિષ્યના સગપણનું તો સૂચન નથી?'

'ના, ભવિષ્યના મારા 'ન ભૂતો ન ભવિષ્યતિ' નિર્ણયનું સૂચન છે.'

'મહાનામ, ભલે તમે બધું જાણતા હો, પરંતુ એક વાત નથી જાણતા – તિરસ્કાર કેમ કરવો.' નફટાઈની હદ વટાવી ગયેલો આ ધૂર્ત ખેલાડી મહાનામને જાળમાં નાખવા ખેલ ખેલવા લાગ્યો. તેને પાલી જોઈતી હતી, અને મહાનામ પાસે 'હા' પડાવવાની આ છેલ્લી તક હતી.

પરંતુ મહાનામ અભયને સારી રીતે ઓળખી ગયા હતા. તેની ધૂર્તતા અને તેના પ્રપંચો તરફ તેમને અત્યંત તિરસ્કાર હતો. શા માટે તેમને એણે બોલાવ્યા હતા એ જ તેમને જાણવું હતું. તેમના ટૂંકા પ્રશ્નો અને ઉત્તરોથી અભય સમજી ગયો કે મહાનામને આજે દાવમાં પકડવા મુશ્કેલ છે. મદ્યની પ્યાલીઓ આવી ગઈ હતી. વિવેકમાં વધારે ઊતર્યા વિના અભય એક પ્યાલી ગટગટાવી ગયો અને પછી મહાનામ તરફ જોઈ બોલ્યો:

'મહાનામ, સંથાગારમાં જેવો નિર્ણય થશે તેવા વૈશાલી નગરીમાં ભૂતકાળમાં થઈ ગયા છે અને ભવિષ્યમાં પણ થશે; કારણ એ નિર્ણય પવેણીપોત્થક જ કરશે.'

મહાનામ અભયના શબ્દો સાંભળી સહેજ કંપી ઊઠ્યા, અને શકરા અભયે તરત જ તે જોઈ લીધું. આગળ બોલવાની તેની હિંમત

વધી. 'મહાનામ, પરિષદમાં પાલીના લગ્નનો પ્રશ્ન મૂકાશે, એક સર્વાંગસુંદર કુમારિકાને પરણાવવાનો પ્રશ્ન મૂકાશે. તે વખતે એક નહિ, ઓછામાં ઓછા હજાર જુવાન લિચ્છવીઓ એ એક કુમારીને પરણવા તૈયાર થશે, અને અભયને માટે તો તમને સંપૂર્ણ વિશ્વાસ છે કે એવા એક હજાર જુવાન સભાસદો તે તૈયાર રાખશે જ. મારે માટે એ કાર્ય બહુ સામાન્ય છે એમ તો તમે પણ કબૂલ કરશો. અને જ્યારે એક જ કન્યા માટે એક હજાર લિચ્છવીઓ હુંકાર કરી હાથ લંબાવશે—'

'અભય, મને ભય દેખાડી કોઈ જીતી શક્યું નથી.'

'હું ક્યાં નથી જાણતો? અત્યારે તો માત્ર મારો મિત્રધર્મ બજાવું છું. સંથાગારમાં જ્યારે એક હજાર જુવાનોના ગણશ્રેષ્ઠીઓ પ્રશ્ન પૂછશે ત્યારે પ્રવેણીપુસ્તક જોવું પડશે. પ્રવેણીપુસ્તક કહે છે: એક પુરુષ માટે હજારો લિચ્છવીઓ આપસમાં લડી મરતા હોય તો તે પુરુષને મારી નાખવો; અને એક રૂપસુંદર સ્ત્રી માટે હજારો જુવાનો એકમેકને રહેંસવા તૈયાર થાય તો એ સ્ત્રી જો કુમારી હોય તો તેને એ હજાર જ જુવાનોની નહિ પરંતુ સમગ્ર વૈશાલીની સંપત્તિ બનાવવી. એક પુરુષનું મન રંજન કરવાને બદલે સમસ્ત વૈશાલીનું મન રંજન કરવા તેને ધર્માજ્ઞા થશે. પાલીને માટે એ ધર્માજ્ઞા તેના પિતા, વૈશાલીના 'ન ભૂતો ન ભવિષ્યતિ' સભાપતિ મહાનામ કરશે, કરવી જ પડશે. અને પાલી વૈશાલીની 'ન ભૂતો ન ભવિષ્યતિ' નૃત્યસુંદરી બની હજારો લિચ્છવીઓનાં હૃદય આનંદથી નચાવશે.'

'પશુ! પશુ! પશુ!'

'મેં કહ્યું ને કે તિરસ્કાર દર્શાવતાં તમને આવડતો જ નથી!'

'અભય, પ્રવેણીપુસ્તકનો ન્યાય પણ હું જાણું છું, અને પાલીને પણ હું જાણું છું.' ક્રોધમાં ધ્રૂજી ઊઠેલા મહાનામે રાતી

આંખો કરતાં કહ્યું. 'અને ભૂલતો નહિ, કે મહાનામની તલવારને હજુ કોઈ ખાળી શક્યું નથી.'

'હું તલવારની વાત નથી કરતો. પાલીની વાત કરું છું. કાં તો મને આપો, કાં તો આખી વૈશાલીને આપો. મને વૃદ્ધને આપશો તો એક પણ જુવાન આંખ ઉઠાવી નહિ શકે; અને કોઈ જુવાનને આપશો તો હજારો જુવાનો એની પાછળ કપાઈ મરવા તૈયાર થશે, એની તમનેય ખાત્રી છે અને મનેય ખાતરી છે. નિર્ણય હમણાં કરો કે સંથાગારમાં, બધું એક જ છે. પાલી મારી પોતાની થશે યા વૈશાલીની; એથી જુદો નિર્ણય અભય ખાતરી આપે છે, કે એ નહિ થવા દે.'

એટલું કહી તેણે મદ્યની પ્યાલી મહાનામ સામે ધરી. મહાનામે એક જ ઝાટકે પ્યાલી ફગાવી દીધી અને ચાલવા માંડ્યું. તેમના હાથ એક સરખા તલવારની મૂઠ પર સળવળી રહ્યા હતા.

અભય મહાનામને જોઈ રહ્યો હતો. ધીમે રહી તે નીચો વળ્યો અને પ્યાલીને ભોંય પરથી ઉઠાવી લીધી.

પ્યાલી ઉઠાવવા દોડી આવેલો દાસ સમજી શક્યો નહિ કે અભયના મોઢા પર હમેશનું ઝેરી હાસ્ય હતું કે અસીમ ક્રોધ!



# [ ૧૨ ]

**ત્રણ** દિવસ થઈ ગયા અને ત્રણ દિવસ સુધી બિંબિસારે એક જ કામ કર્યું—પાલીને જોઈ રહેવાનું.

અત્યારે પણ તે પાલીને જોઈ રહ્યો હતો. ગામની બહાર એક નાની પર્ણકુટીના આગલા ભાગમાં બન્ને બેઠાં હતાં. પાલી એક વૃદ્ધ પુરુષને પોતાનો હાથ દેખડાવવામાં તલ્લીન હતી. વૃધ્ધે બીજા હાથમાં બિંબિસારનો હાથ પકડયો હતો પરંતુ બિંબિસારની આંખો તો પાલી તરફ જ હતી.

નંદીગ્રામની ઊગમણી બાજુ જ્યાં શાકયોની હદ આવતી હતી, ત્યાં નંદીગ્રામનું એક નાનું યક્ષમંદિર હતું. એ મંદિર કયા યક્ષનું હતું તે કોઈ જાણતું ન હતુ; કારણ યક્ષની મૂર્તિ જ ત્યાં ન હતી. ગામના વૃદ્ધો કોઈ કોઈ વાર વાતો કરતા કે સીતા નામની એક રાજકુંવરી અહીં ઘણી વાર દર્શને આવતી. પરંતુ એ પછી તો એટલા કાળ-દુકાળ યક્ષમંદિર પર વરસી ગયા કે યક્ષ તેમાં અદ્દશ્ય થઈ ગયો અને એ મંદિર કોશલ, શાકય, મલ્લ, મગધ, કાશી વંશ ઇત્યાદિ સ્થળે નિયમિત ભ્રમણ કરતા છ ધર્મવાદીઓનો માનીતો ઉતારો બની ગયું હતું. મંદિરથી થોડેક જ દૂર એક પર્ણકુટી હતી અને તેમાં એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. જંત્રમંત્ર અને પશુપક્ષીઓની વિદ્યા એ જાણતો અને તેથી સાકેતના એક બ્રાહ્મણગામે તેનો સામુદાયિક

બહિષ્કાર કરી તેને બળજબરીથી દેશત્યાગ કરાવ્યો હતો. બ્રાહ્મણ વેદાંતી હતો. એટલે તેની આસપાસના બ્રાહ્મણોનું ખોટું ગુમાન, વિતંડાવાદ અને ક્રૂરતાને લઈ તેમને અધમ કક્ષાએ પતિત થયેલા જોતાં તેને બહુ જ તિરસ્કાર આવ્યો હતો. છેવટે, જૂના મિત્ર અભિરામના આગ્રહથી તેણે આ યક્ષમંદિરવાળું સ્થળ પસંદ કર્યું હતું. અહીં મંદિરમાં ઉતારો કરતા અનેક ધર્મપ્રવર્તકો સાથે એ વાદવિવાદમાં ઊતરી પડતો. સ્વભાવનો જરા તીખો હોવાથી દરેક સાથે બાથડી પડતો અને સ્પષ્ટ બોલવાની ટેવ હોવાથી ગમે તેવાને સંભળાવી દેતો. અભિરામ સિવાય કોઈની સાથે તેને બનતું નહિ. શાસ્ત્રાર્થ કરી તેણે યક્ષમંદિરમાં કોઈ પણ દેવદેવીની મૂર્તિ સ્થાપવા દીધી નહોતી. આમાં અભિરામની એને બહુ જ સહાય હતી. રોજ સાંજના તે વેદાંતી પાસે આવીને બેસતો. આખા દિવસની વાત વેદાંતીને કહેતો અને પછી બન્ને જણા સારા જગતને અને અંતે જગતના સ્રષ્ટાને પોતાના જ્ઞાનથી તોળી, ટીકાની એરણ પર ટીપતા અને પોતાના મનનો ઊભરો શાંત કરતા.

એક જ દિવસમાં બિંબિસારે અભિરામનું મન જીતી લીધું હતું. બુઢ્ઢાને એથીય વિશેષ આશ્ચર્ય તો એ થતું કે ત્રણ જ દિવસના પરિચયમાં બિંબિસાર, પાલી અને આનંદની અવિભક્ત ત્રિપુટી કેમ બની ગઈ હતી! તેના મનમાં એક વિચાર ઘોળાયા કરતો હતો. તેનો પરમ મિત્ર વેદાંતી બ્રાહ્મણ મરેલા મનુષ્યની ખોપરી તપાસી ભવિષ્ય કહેવાની વિદ્યામાં પારંગત હતો. મરનાર અને મરનારના સંબંધીનું વર્તમાન ને ભવિષ્ય તે કહી શકતો. એટલે અભિરામે સ્વાભાવિક રીતે પોતાના મનમાં ઘોળાતો વિચાર અંતે વેદાંતીને કહ્યો અને આગ્રહ કર્યો કે પાલી અને બિંબિસારનું ભવિષ્ય તેણે જોવું. વેદાંતીએ પહેલાં તો પોતાની ટેવ પ્રમાણે ચીઢ દેખાડી અને પછી બન્નેને જોવા હા કહી. આથી, અભિરામ આજે તેમને વેદાંતી પાસે લાવ્યો હતો.

વેદાંતી જ્યારે બન્નેના હાથ જોવામાં તલ્લીન હતો ત્યારે અભિરામ મંદિરમાં ગયો. કોઈ પરિવ્રાજક તેની મંડળી સાથે ત્યાં આવેલો । એમ સાંભળી તેની સેવાશુશ્રૂષા માટે વેદાંતીએ તેને ત્યાં કલ્યો હતો.

વૃદ્ધ વેદાંતી પાલી અને બિંબિસારના હાથ જોઈ રહ્યો હતો. । મોઢા પર થતા ફેરફારો પાલીના હૃદયને ઘડીકમાં આશામય ાવતા તો ઘડીકમાં મુઝવણમાં મૂકી દેતા. છેવટે વેદાંતીએ બન્નેના ર છોડી દીધા અને બાજુમાં ચોળીને તૈયાર રાખેલાં થોડાંક તુળસીદળ કામાં નાખી, એક ઠંડો શ્વાસ નાખી માથું ધુણાવ્યું. અભિરામની ફક વેદાંતીને પણ પાલી એટલું જ સતાવતી હતી. પરિણામે ડોસો શાં પાલીનું કંઈ ટીખળ કરતો. પરંતુ અત્યારે તેના મોઢા પરના ભીર ભાવથી પાલીનો જીવ ગળામાં ખેંચાઈ આવ્યો હતો. વેદાંતીએ ખેલું ભવિષ્ય સાંભળવા તે અધીરાઈથી તેના તરફ જોઈ રહી. ક્ષાએ તે જાણી લીધું અને પાલી તરફ જોઈ બોલ્યા: ' આ દાઢીવાળો જપુત્ર છે. મહાન આત્માઓના નિકટ પરિચયમાં આવવાનું તેના રબ્ધમાં લખાયું છે; જો કે કુદરતનો તે ઘોર પક્ષપાત છે, ઘોર ન્યાય છે. '

' કેમ ભગવન્? ' બિંબિસારે ખેંચેલી આંખે વેદાંતી ભણી ટ કરી પૂછ્યું.

' મને ભગવન્ ન કહે, વેદજ્ઞ કહે. ' વેદાંતીએ પોતાની ટેવ માણે પારકાંની ભૂલ સુધારતાં કહ્યું. ' કુદરતનો ઘોર અન્યાય નથી? બેઠો છે એક વિદ્વાનશાસ્ત્રી પાસે, પરંતુ તારી બધી અક્કલ આ કરીને જોવામાં રોકાઈ છે. બોલ, મારી પાસે બેસવા માટે તું લો લાયક છે? છતાં બેઠો છે; કુદરતનો એ ઘોર અન્યાય છે. રુ, તું ક્યાંનો રાજા છે? '

' હું રાજા નથી. પરંતુ ક્યા દેશનો છું એ તો આપે જ ણાવવું જોઈએ. આપ વેદજ્ઞ અને શાસ્ત્રજ્ઞ છોને! '

'તું ખરું કહે છે કે રાજા નથી?' વૃધ્ધે ઝીણી આંખ કરતાં પૂછ્યું.

'ના. નથી.'

'તો થોડાક જ સમયમાં થવો જોઈએ.'

'કેટલા સમયમાં દાદા?' એકાએક પાલીના મોઢામાંથી શબ્દો સરી પડ્યા, ને પછી લજ્જાથી ઝંખવાઈ ગઈ. વૃધ્ધે ટીખળ કરવા સહેજ કૃત્રિમ ક્રોધ દેખાડ્યો અને પૂછ્યું: 'તું કેમ પ્રશ્ન કરે છે? ભવિષ્ય તારું કહું છું કે એનું? વારુ, પ્રારબ્ધશાળી યુવક! તું માત્ર રાજા નહિ પણ એક મહાન રાજવી બનીશ—સાર્વભૌમ.'

'એ તો આપ જેવાના આશીર્વાદથી થઈશ.'

'આશીર્વાદથી કશું વળતું નથી. તારા પ્રારબ્ધના યોગે થઈશ.'

'કુદરતના ઘોર અન્યાયે થશે.' ગંભીર બની પાલીએ કહ્યું.

બિંબિસાર સહેજ હસી પડ્યો, પરંતુ ઉત્સુક બની જરાય સંકોચ વિના બોલ્યો:

'વેદજ્ઞ, સાર્વભૌમ ભલે બનું, પરંતુ કયા દેશનો?'

'પૂર્વ દેશોનો. તું પૂર્વનો છે.'

'પરંતુ પૂર્વનો ન હોઉં તો?'

'તો તું જુઠ્ઠો છે.'

'જુઠ્ઠો માણસ સાર્વભૌમ કેમ બને?'

'હૃદયનો કપટી ન હોય તો બને. એટલે જ કહું છું કે તું ભાગ્યશાળી છે, અને કુદરતનો તે ઘોર પક્ષપાત છે. તારામાં તેણે એક નિર્બળતા સાથે ચાર સુંદર વસ્તુઓ મૂકી છે. તું સાર્વભૌમ બનીશ; જુઠ્ઠો હશે છતાં.'

'દાદા, હાથ મારો જુઓ છો અને ભાગ્ય એમનું વાંચો છો?' પાલીએ ડાવકે મોઢે કહ્યું. વેદાંતીએ ચમકીને જોયું અને ત્યારે જ

તેને ખ્યાલ આવ્યો કે વાત કરતાં કરતાં, તેણે પાલીનો હાથ પકડી લીધો હતો. પાલીના હૃદયમાં જે વાત રમતી હતી તે જ વાત વેદાંતીના હૃદયમાં હતી. તેનો છૂપો અંતરાત્મા પાલીનું ભાગ્ય વાંચવા વધુ બેચેન હતો. પોતાની આ આંતરિક વાત બહાર ન પડી જાય તે માટે તેણે હસવાનો પ્રયત્ન કર્યો–હસ્યો, અને બોલ્યો: 'કારણ એટલું જ છે પાલી, કે તેનો હાથ વાંચી મેં તારું ભાગ્ય જોયું હતું.'

'પરંતુ મને હજુ મારું ભાગ્ય ક્યાં કહ્યું છે?'

'તને એકલીને કહું કે તમને બન્નેને કહું.'

'મને એકલીને કહો, દાદા.'

'ના, પ્રભુ!' બિંબિસારે તરત વાંધો ઉઠાવ્યો.

'કેમ?' ભ્રૂકુટી ચડાવી પાલી બોલી.

'એ ઘોર અન્યાય થશે, વેદજ્ઞ!'

'કેવી રીતે?'

'પાલી સંભળે તેમ આપે મારું ભાગ્ય વાંચ્યું છે. હવે હું સાંભળું તેમ પાલીનું ભાગ્ય વાંચવું જોઈએ.'

વેદાંતી બિંબિસાર તરફ જોઈ રહ્યો હતો. તેણે પાલી તરફ મોઢું ફેરવ્યા વિના આંખ ફેરવી, પછી ફરીથી બિંબિસાર તરફ જોયું; પછી બન્નેને સંભળાવતાં બોલ્યો:

'તમારી બન્નેની ઇચ્છા પૂરી થશે. પરંતુ બેટા,'–પાલી તરફ જોઈ તેમણે બોલવા માંડ્યું: 'તું મહારાણી નહિ બને.'

'પ્રભુ!' બિંબિસારના મોઢા પરથી જાણે એકાએક લોહી ઊડી ગયું. વેદાંતી એકીટસે તેના તરફ જોઈ રહ્યો અને પછી પાલી તરફ આંખો ફેરવી મંદ સ્મિત સાથે કહેવા માંડ્યો: 'બેટા, જીવનમાં સુખ અને દુઃખ એકમેકને હરાવવા હમેશાં દ્વંદ્વયુદ્ધ કરતાં હોય છે અને કોઈ માણસ તેનાથી દૂર રહી શક્યો નથી. હજી કોઈ

એનો નિર્ણય પણ નથી કરી શક્યું કે બન્નેમાંથી વધુ બળવાન કોણ? કારણ બન્ને એકમેકથી હારતાં રહ્યાં છે. તારા અંતિમ દિવસો ઉચ્ચ સ્થિતિમાં વિતાવીશ. તને બ્રહ્મજ્ઞાન થશે. જેની પછવાડે મેં **આખી** જિંદગી ગુમાવી છે અને છતાં જે નથી મેળવી શક્યો તે તું સહેલાઈથી મેળવીશ. તું કદાચ સંસાર પણ ત્યાગીશ!'

'ના, ના, ના! પ્રભુ! હું તેમ નહિ થવા દઉં! નહિ જ થવા દઉં; આશીર્વાદ આપો, પ્રભુ! એટલા આશીર્વાદ આપો.'

ક્ષુબ્ધ હૃદયના બિંબિસારે આત્મસંયમ ગુમાવી એકદમ બકવાદ તો કરી નાખ્યો, પરંતુ પછી તેને જરા સંકોચ થયો. તેના બકવાદ પાછળ તેનો પ્રેમ અને તેનો નિશ્ચય જોઈ પાલી અને વેદાંતી સ્તબ્ધ બની જોઈ રહ્યાં.

'પ્રભુ,' બિંબિસારે માથું ઊંચું કરી પુનઃ બોલવાનું ચાલુ રાખ્યું: 'આપે હમણાં નહોતું કહ્યું કે અમારી ઇચ્છા પૂરી થશે?'

'મેં 'તમારી' ઇચ્છા પૂરી થશે તેમ કહ્યું હતું, 'તારી' ઇચ્છા પૂરી થશે તેમ નહોતું કહ્યું.'

'અને એની ના નહિ થાય?'

'ના. એની ના નહિ થાય!'

'બસ પ્રભુ, એટલા જ આશીર્વાદ આપો.'

બિંબિસાર એથી વિશેષ બોલી ન શક્યો. પાલી હજુ સ્તબ્ધ બની તેના મુખ તરફ જોઈ રહી હતી. અંતે બન્નેએ વેદાંતીના આશીર્વાદ લીધા અને ચાલવા લાગ્યાં.

વેદાંતી બન્નેને શાંત ચિત્તે જતાં જોઈ રહ્યો. એવામાં દૂરથી આવતા અભિરામની બૂમોએ તેને ધ્યાનભંગ કર્યો. જાણે તેના વૃદ્ધ પગોમાં નવી જુવાની આવી હોય તેવી ચપળતાથી તે દોડ્યો આવતો હતો.

વેદાંતીની પાસે તે આવે તે પહેલાં બિંબિસાર અને પાલી દૂર નીકળી ગયાં હતાં. તેના મોઢા પર ભારે ઉશ્કેરાટ જણાતો હતો. કોઈ યુદ્ધ જીત્યો હોય તો જ અભિરામ આવી ઉન્મત્ત દશામાં દેખાતો. વેદાંતી તેને જોઈ સહેજ અસ્વસ્થ બન્યો. જુવાનીના દિવસો તો બુદ્ધાને યાદ નહિ આવ્યા હોય ? કોઈનું શરીર વીંધી યા કોઈના ટુકડા કરી વીરતા દર્શાવવા તો અભિરામ આમ ગાંડાની માફક નહિ આવ્યો હોય ? કાપાકાપી અને હિંસા પ્રત્યે વેદાંતીને બહુ ઘૃણા ઊપજતી હતી. જ્યારથી વેદોના સતત અધ્યયન પછી તેમાંની કેટલીક વાતો તેણે તજી હતી ત્યારથી પ્રાણ લેવાની ક્રિયા પ્રત્યે તેને અતિશય ધિક્કાર આવતો. વેદોની કેટલીક ન સમજાય તેવી વાતોને અંગે તેને એક પ્રકારની બેચેની અહર્નિશ રહેતી. એટલે અભિરામ પોતાને ક્રોધ ચડે તેવું કંઈ બોલવું શરૂ કરે તે પહેલાં તે મૃગચર્મ વિંટાળી સંધ્યાકર્મ માટે પર્ણકુટીમાં જવા ઊભો થયો. પરંતુ અભિરામ જરાય ચૂકે તેમ ન હતો. તે તેને બાઝી પડ્યો.

'મિત્ર, સાંભળ !'

'એ તો સાંભળી લીધું. કેટલાંને મારી નાખ્યા ?'

'અરે હું જ મરી ગયો, ભાઈ ! હું પોતે મરી ગયો !'

'તું......મરી......' વેદાંતી કંઈ બોલવા જતો હતો પરંતુ ન બોલાયું એટલે અટકી પડ્યો. પછી એકાએક સ્મિત કરતાં કહ્યું: 'તું ક્યારે મરી ગયો ?'

'થોડીક જ ક્ષણ પહેલાં; એટલે તો કહેવા આવ્યો છું !'

વેદાંતીને અભિરામ માટે હવે ખરેખરો ભય લાગ્યો. અભિરામનો અવાજ બદલાઈ ગયો હતો. તેના મોઢા પર રહેતી એક પ્રકારની ગંભીરતાને બદલે અત્યારે હાસ્ય છવાયું હતું. વિંટાળેલા મૃગચર્મને નીચે મૂકી તેણે અભિરામને હાથ પકડી બેસાડ્યો.

'જો અભિરામ ! વૈદની જ ડાગળી ચસકી જાય તો પછી દવા કોણ કરશે ?'

'મને દવાની જરૂર નથી અને ડહાપણનીય જરૂર નથી. વિપ્ર, જેની જરૂર હતી તે અલભ્ય વસ્તુ, આજે, એકાએક મને પ્રાપ્ત થઈ છે. મિત્ર, હું મરી ગયો છું કારણ કે અત્યારે હું કોઈ નવું જીવન જ અનુભવું છું. મારી ક્ષીણ દૃષ્ટિ એકાએક સતેજ બની છે. મારા શરીરમાં હજાર અશ્વોની શક્તિ દોડી રહી છે. હું બધું જોઈ શકું છું. મારી આંતરિક ક્ષુબ્ધતા દૂર થઈ છે. મને અસીમ શાંતિનો કિનારો હાથ લાગ્યો છે. બસ, ત્યાં જવાની જ વાર છે. એટલે તને લેવા આવ્યો છું, વયસ્ક ! ચાલ, મારી સાથે ચાલ–યક્ષમંદિરમાં !'

'યક્ષમંદિરમાં ? ત્યાં કોઈ પરિવ્રાજક આવ્યા છે કે શું ?'

'તું જાણે છે શાક્યોના રાજપુત્રને—શાક્યમુનિને ? તે આવ્યા છે. હું તેમને મળ્યો, મિત્ર અને તેમની પ્રેમમયી આંખો પર દૃષ્ટિ રાખતાં જાણે મારાં પ્રાણ અને હૃદય તેમણે પોતાની પાસે ખેંચી લીધાં. હું તેમની પાસે બેસી ગયો અને તેમનો ઉપદેશ સાંભળવામાં લીન થયો. હું નહોતો માનતો, વેદાંતી ! ખરું કહું તો આપણે નહોતા માનતા, કે લૌકિક અને અલૌકિક જીવનના ભેદભાવ તથા ચમત્કાર એક યુવાન પુરુષ સમજી શકે ! શાક્યમુનિ યુવાન છે અને બધું સમજે છે. હું જેમ જેમ બોલવા લાગ્યો, જે જે પ્રશ્ન મેં પૂછવા માંડ્યા, એક પછી એક, કાળજૂના એ ગૂઢ પ્રશ્નો બહુ સામાન્ય બની મારી સામે પ્રગટ થયા. હું અવાક્ બની તેમની સામે જોઈ રહ્યો હતો. ધીમે ધીમે મારા હૃદયમાં અજવાળું થયું. મને એક દિવ્ય જ્યોતિ પ્રાપ્ત થઈ. હું તેમના ચરણમાં ઢળી પડ્યો. હું મરી ગયો. પછી મને નવજીવન પ્રાપ્ત થયું. શાક્યમુનિ અદ્ભુત છે–અલૌકિક છે. મારી આંખે સર્વદ છે. ચાલ વેદાંતી, હમણાં જ ચાલ. તારા વેદાંતનો પ્રારંભ અને અંત

શાક્યમુનિમાં જડશે. ત્યાં તને શાંતિ નહિ મળે તો કહે તે સજા સહન કરવા હું તૈયાર થઈશ. હું મરી ગયો છું, મિત્ર! અને તને મરવા માટે લઈ જવા આવ્યો છું.'

'શાક્યમુનિ? આલારકાલામ જેના વિષે તિરસ્કારથી બોલતા હતા તે તો નહિ? એ તો દરેકને દીક્ષા આપે છે. સાંભળ્યું છે કે આપણા જ ગામનો એક મોચી તેમની પાસેથી દીક્ષા પામ્યો છે! નીચ જાતને દીક્ષા! અને તે બધા ભિક્ષુઓ સાથે હરેફરે છે અને શાસ્ત્રોનું અધ્યયન કરે છે! ભારતના અનાદિ ધર્મની વિરુદ્ધ બની તારો શાક્યમુનિ પોતે ધર્મપ્રવર્તક બનવા માગે છે? જોઉં તો ખરો એ અધર્મીને! એ શાક્ય ગૌતમને!'

'બુદ્ધને—ગૌતમ બુદ્ધને કહો.' વેદાંતીની ભૂલ સુધારતાં અભિરામ બોલ્યો: 'તેમના શિષ્યો તેમને ગૌતમ બુદ્ધ તરીકે ઓળખાવે છે— સમ્યક્ સંબુદ્ધ ભગવાન ગૌતમ.'

અભિરામ ત્યાં ઊભો ઊભો વધુ બોલવાની ધીરજ ગુમાવી બેઠો હતો. સર્વ શાસ્ત્રકોવિદ વેદાંતીને તેના શાક્યમુનિ પાસે લઈ જવા તે અતિ આતુર હતો. એટલે વેદાંતીને ખેંચતો ખેંચતો યક્ષમંદિર પાસે લઈ આવ્યો ત્યારે જ તેને શાંતિ થઈ. યક્ષમંદિર પાસે આવી પહોંચ્યા પછી બન્ને એકમેક સામે જોઈ રહ્યા. યક્ષમંદિર નીરવ હતું

ઉતાવળથી હાંફતા હાંફતા વેદાંતીએ આસપાસ જોયું અને કોઈને ન જોવાથી ઝીણી આંખો કરી અભિરામ તરફ જોઈ રહ્યો. અભિરામ બેબાકળો બની આમથી તેમ દોડવા લાગ્યો. મંદિરમાં અને પાસેની કાચી દીવાલની ધર્મશાળામાં તે દોડી ગયો પરંતુ કોઈ દેખાયું નહિ. વેદાંતી હજી ઝીણી આંખે અભિરામને જોઈ રહ્યો હતો.

'અભિરામ!' તે બોલ્યો. 'તું આજની જ વાત કરે છે કે ચાર મહિના ઉપરની?'

'અરે ભાઈ, શું હું દારૂના ઘેનમાં હોઉં એમ સમજે છે? ચાર મહિનાની વાત આજે જ કહેવા દોડી આવવાનું કંઈ કારણ?'

'તારી પાસે કયે દિવસે કારણ રહ્યું છે? પાંચ વર્ષની વાત એક વખત રાતના તું મને ઊંઘમાંથી જગાડીને કહેવા લાગ્યો હતો!'

'એ આત્માની વાત હતી! આધ્યાત્મિક અસંતોષની વાત હતી.'

'વારુ. તો હવે મને સમજાવ કે શાક્યમુનિએ એવી કઈ વાતો કહી હતી કે એક જ મુલાકાતમાં, બે ઘડીમાં, તું જિંદગીભરનો આધ્યાત્મિક અસંતોષ દૂર કરી શક્યો અને મને પણ એ માટે અહીં ઘસડી લાવ્યો?'

'વેદાંતી, તું વેદોને માને છેને?'

'તારો શાક્યમુનિ માને છે?'

'ના.'

'આત્માને માને છે?'

'તું જેને આત્મા સમજે છે તેને નહિ.'

'પરલોકને માને છે?'

'માને છે અને નથી માનતા.'

'ત્યારે એ માણસનું મારે મોઢું પણ જોવું નથી. દૂધ વિષે દલીલ કરવા કોઈ તૈયાર થાય અને દૂધને ઓળખવાની શક્તિ જેનામાં ન હોય તેની સાથે દલીલો કેવી, અભિરામ?'

'પરંતુ, બાપ, દૂધ જોયા વિના તું જ દૂધની દલીલ કરવાની મૂર્ખતા કરે છે. તેં શાક્યમુનિ સાથે વાર્તાલાપ કર્યો છે? ના. દલીલો કરી છે? ના. તો પછી તું જ તારી વિરુદ્ધ જાય છે. જેને જોયા નથી, જેને સાંભળ્યા નથી, જેના સિદ્ધાંતો સમજ્યો નથી; તેને એકાએક કહી દેવું કે 'તું જાણતો નથી' એ કેટલી હદ સુધીની મૂર્ખતા દેખાડે છે? તું જ કહેને.'

વેદાંતી ક્ષણ વાર અભિરામને જોઈ રહ્યો, તેણે આંખ ખેંચી જોયું તો અભિરામના મોઢા પર અપૂર્વ આનંદ પથરાયેલો હતો, તેની આંખમાં જાણે અલભ્ય વસ્તુ પ્રાપ્ત કર્યા પછીનું અદ્ભુત ચેતન અને મસ્તી હતાં. તે વિચારમાં પડી ગયો. તેણે યક્ષવિહીન યક્ષમંદિર તરફ જોયું. તેણે મનુષ્યવિહીન ધર્મશાળા તરફ જોયું. તેણે ચંદ્રવિહીન આકાશ તરફ જોયું. સપ્તર્ષિ એક બાજુ ટમકવા જાણે મથતા હતા. તેણે ધીમે ધીમે જમીન તરફ ડોકું નમાવ્યું અને બબડ્યોઃ

'શાક્યમુનિ ગૌતમ બુદ્ધ! ગૌતમ બુદ્ધ.'

પછી એકાએક યાદ આવ્યું હોય તેમ તે ઊભો થઈ ગયો, અને સંધ્યાકર્મ માટે પર્ણકુટી તરફ ચાલવા માંડ્યો.

અભિરામ અનિમેષ નેત્રે વેદાંતીની પૂંઠ ભણી જોઈ રહ્યો હતો. તેના હોઠ પર વિજયનું આછું સ્મિત ફરકી રહ્યું હતું. જિંદગીમાં પહેલી વાર વેદાંતી હારતો દેખાતો હતો. વેદોમાં ન માનનાર, આત્મા પરમાત્મા વિષે જુદી જ વાતો કરનાર આ શાક્યમુનિએ વેદાંતીને ભારે ગૂંચવણમાં નાખી દીધો હતો. વિચારોના પ્રવાહોમાં જે સ્થળે તે અટક્યો હતો તેને આ આજકાલનો શાક્યમુનિ–એક ક્ષત્રિય રાજકુમાર–પસાર કરી ગયો હતો. વેદાંતીના મનમાં ઊઠેલા વિચારો અભિરામ સારી રીતે કળી ગયો, એટલે તે એક નજરે વેદાંતીની પીઠ જોવામાં તલ્લીન હતો. સીમા પર તકરાર પતાવવા ગામડિયાઓ સાથે ગયેલો આનંદ ક્યારે આવી તેના પગ પાસે બેસી ગયો હતો તેનું અભિરામને ભાન ન રહ્યું. આનંદે ધીમે રહીને કહેવા માંડ્યું ત્યારે તે એકદમ ચોંકી ઊઠ્યો.

'દાદા, મેં શાક્યમુનિને જોયા! શ્રાવસ્તી નગરીના અનાથ પિણ્ડિકને ત્યાં આમંત્રણ મળ્યું છે તે ત્યાં ગયા છે. બહુ અદ્ભુત માણસ છે, દાદા! હું તલવાર લઈ તેમને મારવા દોડ્યો પરંતુ મારી ન શક્યો!'

'હં ? દુષ્ટ! શું કહ્યું! તેં મારા પ્રભુ ઉપર હાથ ઉગામ્યો ?'

'હા. દાદા. મલ્લરાજ ગોપાલ સીમાની તકરારમાં મારી સામે આવીને ઊભો હતો. તકરારે જોતજોતામાં ભયંકર રૂપ લઈ લીધું. બન્ને ગામનાં પંચ વચ્ચે પડ્યાં, પરંતુ ગોપાલના હાથ સળવળતા હતા. મારી અને ગોપાલની તરવારો ઘડીક વારમાં ખેંચાઈ. તે જ વખતે શાક્યમુનિ તેમની મિત્રમંડળી સહિત ત્યાંથી પસાર થતા હતા. તેમણે અમને શાંત કરવા પ્રયત્ન કર્યો. નાની વસ્તુઓ માટે મનુષ્યોની હિંસા કરવી એ અજ્ઞાન ને મૂર્ખ માણસોનું કામ છે, એવું કંઈક તે બોલ્યા. હું ક્રોધે ચડ્યો. તરવાર લઈ તેમની સામે ધસ્યો. પરંતુ, ઓહ! હું તેમનું અપ્રતિમ સ્મિત ખાળી ન શક્યો. મારા પગ એકાએક અટકી પડ્યા. મારો હાથ હવામાં જ રહી ગયો.'

'પછી ? દુષ્ટ, પછી તેં શું કર્યું ?'

'પછી સ્મિત સાથે જ તેઓ આગળ વધ્યા. મારી તલવાર તેમણે હાથમાંથી લઈ મ્યાનમાં મૂકી દીધી. મલ્લરાજની તલવાર પણ તેમણે એ જ સસ્મિત વદને તેના તરફ જોતાં મ્યાન કરી અને કહેવા લાગ્યા; શું કહું દાદા! કેવા શબ્દો! કેવું માધુર્ય! કેવો પ્રભાવ!'

'શું બોલ્યા આનંદ, એ શું બોલ્યા ?'

'બોલ્યા: કોઈ દિવસ વેર વડે વેર શમતું નથી. પ્રેમ, કેવળ પ્રેમથી જ સર્વ વસ્તુઓ પર પ્રભુત્વ મળે છે, અને એ જ સનાતન ધર્મ છે.'

'વાહ પ્રભુ! વાહ પ્રભુ! પછી બેટા ?'

'પ્રેમથી વશ કરવાની વાત તો હું ક્યારથીય સાંભળતો આવ્યો છું, પરંતુ જે શબ્દચમત્કાર તેમના મુખમાં દેખાતો હતો તે મેં ક્યાંય ક્યારેય અનુભવ્યો નહોતો. તેમનું સ્મિત, મને લાગ્યું, મારા હૃદયને શોધી રહ્યું હતું. મારી બધી શક્તિઓ એ સ્મિતે હરી લીધી. હું ભાન ભૂલ્યો, અને મારું માથું એ સંન્યાસીના—'

'મુનિના—' અભિરામે ભૂલ સુધારી.

'એ મુનિના પગમાં ઢળી પડયું.' આનંદ પોતાની ભૂલ સુધારતાં બોલ્યો. 'અને ત્યારે જ મને ભાન આવ્યું કે મલ્લરાજ ગોપાલના માથા પાસે જ મેં પણ મારું મસ્તક એ સંન્યાસીના—'

'શાકયમુનિના.'

'શાકયમુનિના પગ આગળ નમાવી દીધું હતું. પછી તેમણે અમને આશીર્વાદ આપ્યા. અમને બન્નેને ઊભા કરી છાતી સરસા દબાવ્યા, અને અમે બન્ને, કોણ જાણે કેવી રીતે બધું વૈમનસ્ય ભૂલી એકમેકને ભેટી પડયા, અને જ્યારે એકમેકના બાહુપાશમાંથી અમે છૂટયા, ત્યારે જ અમને ભાન આવ્યું કે શાકયમુનિ, તેમના શિષ્યો સહિત નદીને પેલે પાર, નદીનાં શાંત પાણીમાં કિરણો ફેંકતા આથમતા સૂર્ય તરફ દૂર દૂર ચાલ્યા જતા હતા. દાદા, મારી આંખો આગળ આંસુનો પડદો બની ગયો. મલ્લરાજ ખરું બોલી પડયા—એ અમને છોડી ગયા પરંતુ સાથેસાથે અમારા હૃદયને પણ લેતા ગયા. તમે એમને મળ્યા છો દાદા? તમે એમને મળ્યા છો?'

અભિરામની આંખમાંથી આંસુ સરતા હતા. ઘોર અંધકારમાં એક વીજળીનો ઝબકારો ચકોર પુરુષને રસ્તો દેખાડી દે છે. શાકયમુનિ તેવી રીતે અભિરામનું હૃદય અજવાળી ચાલી નીકળ્યા હતા. અને એ એક જ પ્રસંગમાં અભિરામને, આનંદને અને ગોપાલને તેમણે પોતાના બનાવી લીધા હતા. આનંદે પૂછેલા પ્રશ્નના જવાબમાં અભરામે માથું હલાવ્યું. તેમની આંખોમાં આંસુ ઊભરાતાં હતાં. ધીમે રહી તે ઊભા થયા અને ઉન્મત્ત દશામાં, પાસે બેઠેલા આનંદનો હાથ પકડી મહેલ તરફ ચાલવા લાગ્યા.

## [ ૧૩ ]

એ જ ચંદ્રમા, એ જ બગીચો, એ જ પાલી અને બિંબિસાર. માત્ર એ રાત ન હતી. અને ત્રણ નહિ, પણ સાત દિવસ પછીની એ રાત હતી.

પેલી સાંજે, વેદાંતીએ ભવિષ્ય ભાખ્યું હતું ત્યારથી તે અત્યાર સુધીમાં પાલી અને બિંબિસાર વચ્ચે ખૂબ ખૂબ હૃદયમંથન ચાલ્યું હતું. વેદાંતીને મળ્યા પછી બીજા જ દિવસથી પાલીએ ભય અને પ્રેમની મિશ્ર લાગણીથી બિંબિસાર તરફ જોવા માંડ્યું. એક પ્રકારનો સંશય, એક પ્રકારની વિરહની આગાહી બહુ ધીમે ધીમે પાલીના હૃદયમાં જન્મવા લાગી; આવી લાગણીઓને પાલી જડમૂળથી ઉખેડી નાખવા પ્રયત્ન કરતી અને તે અદશ્ય પણ થતી, તો કોઈ કોઈ વાર તે પ્રકટ થઈ બન્નેને બેચેન કરી દેતી.

બન્ને પ્રેમીઓ વચ્ચે રસિક વાર્તાલાપ જામ્યો હોય ત્યારે પાલી પોતાનું બધું બળ એકઠું કરી મનને કાબૂમાં રાખવા અડધી વાત પડતી મૂકી ઊઠી જતી. કોઈક વાર શણગાર સજતાં સજતાં અટકી જતી. કોઈક વાર પ્રાસાદની બહાર જ ન આવતી. અને કોઈક વાર બિંબિસારની આંખે ન ચડવા, કામનું બહાનું કાઢી આનંદ, અભિરામ કે વેદાંતી પાસે નાસી જતી.

પરંતુ જ્યારે જ્યારે તે મનને વધુ સખતાઇથી દબાવતી ત્યારે પણ પેલો ભય અને પેલો પ્રેમ રહેતા જ. તેને લાગતું કે હૈયું હાથમાં નહિ રહે.

અને થતું પણ તેમ જ.

સવારના બહાનું કાઢી નાસી છૂટેલી પાલી સાંજના કોઈ બીજું બહાનું કાઢી બિંબિસારને મળવા દોડી આવતી. અને મનને જેટલી સખતાઈથી બાંધી રાખ્યું હોય તેટલું જ તે ઢીલું પડી જતું. કોણ જાણે બિંબિસારમાં શું હતું ! તેની આંખ સાથે આંખ મળતાં પાલીના અંગમાં એક અજબ પ્રકારની ચેતના જાગતી. તેનું હાસ્ય નિહાળતાં કરેલો નિશ્ચય નભી શકતો નહીં. અને બિંબિસારના પ્રેમાળ શબ્દો તેનું તમામ સ્વાસ્થ્ય હરી લેતા. બિંબિસારને ન જોવા ઘણીય વાર નિશ્ચય કરી ચૂકેલી પાલી આવી રીતે અનેક વાર તેને જોતાં સાનભાન ભૂલી તેની પાસે વાતો કરવા બેસી જતી

અને બિંબિસાર !

એમ તો એણે સ્ત્રી અને યૌવનને બરાબર ઓળખ્યાં હતાં. પરંતુ સ્ત્રીનો પ્રેમ, યુવતીનો સાચો નિર્મળ પ્રેમ–તેની વિશુદ્ધતા અને યૌવનની પૂર્ણ માદકતા સાથે, માત્ર આમ્રપાલીમાં જ તેણે અનુભવ્યો. પાલીના પ્રથમ દર્શને જ તે જાણી શક્યો કે પાલી તેની છે. અને જ્યારથી તેને એ પરમ જ્ઞાન પ્રાપ્ત થયું હતું ત્યારથી રહીસહી સુધબુધ પણ તે ગુમાવી બેઠો હતો. વખાણ કરતાં લોકો થાકે એવો હોશિયાર, એટલો ચપળ, બુદ્ધિશાળી બિંબિસાર, તરુણાવસ્થા વટાવી જુવાનીમાં પગ મૂકતા કોઈ નવયુવક જેવો ઘેલો બની, રાજ્ય, દેશ અને દેહ બધું ભૂલી બેઠો. બિંબિસારને એક વાતનો દઢ વિશ્વાસ થઈ ગયો હતો કે પાલી અને પોતે બે નથી, એક છે.

પ્રાતઃકાળમાં કોઈ ચિબાવલી દાસીનું વીણાસંગીત પાલીના

ગગને થનગનાવી મૂકતું. સુંદર સુગંધી પુષ્પોને તોડતી, પંખીઓને પકડતી અને મોર, ઢેલ તથા હરણીઓને આવાહન દેતી પાલી બગીચામાં નાચતી જતી, અને એ જ વીણાવાદ્યની સૂરાવટમાં બિંબિસાર મૂઢ બની કોઈ વૃક્ષની આડમાંથી નૃત્યાંગના પાલીને જોઈ રહેતો.

પાલી નૃત્યાંગના હતી એ નિઃશંસય.

પરંતુ, પાલીની નીડરતાએ, પાલીની બુદ્ધિએ, અને પાલીના સંપૂર્ણ, સુવિકસિત દેહસૌષ્ઠવે બિંબિસારની બધી શક્તિઓને જીતી લીધી હતી. કોઈ વાર પાલીને જોતાંવેંત તેને પોતાના બાહુપાશમાં જકડી લેવા તે ઉન્મત્ત બની જતો. કોઈ વાર અભાન સૂતેલી સુંદર પાલીને જોઈ લીધા પછી તેને એમને એમ કલાકો સુધી જોઈ રહેવા તે તલસતો. કોઈ વાર રાતના જાગી ઊઠતો અને બગીચામાં પેલી કાષ્ટની બેઠક પર બેસી એકસરખો પાલીના શયનગૃહ તરફ મીટ માંડી બેસી રહેતો. પાલી સાથે એક સરખી વાતો કરવા હમેશાં તલપાપડ બની જતો. પાલીના હાસ્યે તે ખીલી ઉઠતો. પાલીના અતડાપણે તે બેચેન બનતો. પાલીના રોષે તે મુગ્ધ બનતો, અને પાલીના ક્રોધે તે તેના પર વારી જતો.

એટલે,

જ્યારે બન્ને જણુ મળતાં ત્યારે અગાઉ જે નિશ્ચય કર્યા હોય તે આપોઆપ સરી જતા. બન્નેનાં હૃદય એકમેકને ભેટવા વ્યાકુળ બની જતાં. માત્ર સમય અને સ્થાન જ બન્નેને તેમ કરતાં અટકાવી દેતાં.

આજની રાત, પેલી સૌથી પહેલી રાત જેવી જ હતી; છતાં જુદી હતી. એ રાત અને આજની રાતમાં માત્ર એટલો જ ફેર હતો કે બિંબિસાર આજે વધારે બેચેન, વધારે ઉન્મત્ત સ્થિતિએ પહોંચ્યો હતો, ને પાલીએ તોફાન તજી કંઈક ગંભીરતા ધારણ કરી હતી.

કાષ્ટની બેઠક પર ઢળી પાલી ઊંડા વિચારોમાં ખોવાઈ ગઈ

હતી. વિચારો હતા: એક પરદેશી–જેના માબાપનું કશું ઠેકાણું નથી, તેની પછવાડે, પોતે એક લિચ્છવીકન્યા, મહાનામની પુત્રી, કેવી રીતે ઘેલી બની ગઈ? ઘણી પ્રેમઘેલી સખીઓની હમ પહેલાંની ઘેલછા માટે પાલી મશ્કરી કરતી હતી. ઘણી વાર કોઈ યુવક સંમુખ કોઈ નવયૌવનાને એકદમ નમી પડતી જોઈ તેને અપાર ક્રોધ ચડી આવતો; અરે, જાણે પોતાનું જ અપમાન થતું હોય તેમ અનુભવતી અને વખત કાઢી એ યુવતીને એકાંતમાં મળી પુરુષ આગળ સ્ત્રીત્વને ફેંકી દેવા માટે ખૂબ ઠપકો આપી સાવધાન કરતી. તેને એ વાતનો ક્રોધ આવતો કે યુવતીઓ પુરુષોને જોઈ કાં નિર્બળ બની જતી હશે? અલબત્ત તે વખતે તેનું સબળ કારણ તેને જરાય જણાતું ન હતું. પરંતુ એ જ નિર્બળતા સ્ત્રી પુરુષની કેટલી સબળ નૈસર્ગિક લાગણી છે તે તેણે હમણાં હમણાં જ અનુભવ્યું.

એ ઘેલછા માટે વધુ નિર્બળ કોણ? સ્ત્રી કે પુરુષ? કે, બન્ને? અને એ ઘેલછા જ છે કે સ્ત્રી પુરુષ જેને અહર્નિશ વાંછે છે તે સાચું સુખ?

આ વિષયના ‘શા માટે’ અને ‘કેમ’ના મોટા વિચારોમાં તે ગૂંથાઈ ગઈ હતી, તેવામાં શ્વાસ સંભળાય એટલી નજીકથી બિંબિસારનો અવાજ આવ્યો–‘પા......લી!’

‘અતિ–’ પાલી અતિથિ શબ્દ પૂરો ન કરી શકી. તે ચોંકી પડી.

‘અતિ......સુંદર’ બિંબિસારે પાલીના અધુરા શબ્દને પૂરો કરતાં કહ્યું.

‘શું...અતિ સુંદર?’

‘જે તમે કહો તે, જે માનો તે.’ બિંબિસારે જવાબ આપ્યો. પાલી થોડી ક્ષણ તેને જોઈ રહ્યા પછી બોલી: ‘તમે અહીં કેમ આવ્યા?’

‘ને તમે અહીં કેમ?’

પાલી જલદી જવાબ ન આપી શકી.

બિંબિસાર અબોલ રહ્યો. બન્ને એકમેક તરફ જોઈ રહ્યાં હતાં–એકમેકને બરાબર સમજતાં હોય તેમ.

પાલીની ધબકતી છાતી, બોલવા મથતા હોઠોનો ફફડાટ, બિંબિસારની મસ્ત આંખો અને હૃદયમાં ઊઠતા તોફાને થોડી વાર તો બન્નેને મૂઢ બનાવી દીધાં. બન્નેનાં મનોમન સાક્ષી હતાં કે, આવડી રાતે બગીચામાં તેઓ કેમ આવ્યાં હતાં! પાલીએ મહામહેનતે પોતાની આંતરિક લાગણીઓને કાબૂમાં રાખી અને ત્યાંથી ઊભી થઈ તે બોલીઃ

'તમે કાલે જ અહીંથી ચાલ્યા જાઓ.'

'કેમ?' બિંબિસારે મોં મલકાવતાં પૂછ્યું.

'તમારે કાલે જવું જ પડશે.'

'કેમ?'

'તમારે જવું છે કે નહિ?'

'કે...'

'કેમ બોલશો નહિ.' પાલી વચમાં બોલી ઊઠી. 'જશો કે નહિ?'

'હું અતિથિ છું, પરદેશી છું. બનવા જોગ છે કે મેં હજી બરાબર સ્વાસ્થ્ય ન મેળવ્યું હોય!'

'આજે સાંજના મને ઊંચકીને ગંગાવાળી ટેકરી પર ચડી ગયા હતા ત્યારે તો સ્વાસ્થ્ય બરાબર હતું, નહિ?

'ના, બિલકુલ નહિ. એક નાના વછેરાને લઈ હું એક શ્વાસે ટેકરી પર ચડી ઊતરું ત્યારે જ મેં પૂરેપૂરું સ્વાસ્થ્ય મેળવ્યું કહેવાય, એમ મારા માણસોનું માનવું છે. તમને ઊંચક્યાં પછી શરૂ થયેલો શ્વાસ હજુ સુધી શમ્યો નથી. હું સ્વસ્થ નથી.'

'એમ જ કહોને કે હું વછેરા કરતાં પણ ભારે છું!'

૮

'મેં એવું ક્યાં કહ્યું છે?' પાલીના કોમળ હાથને સ્પર્શતાં બિંબિસાર બહુ જ મીઠા અવાજે બોલ્યો.

કરસ્પર્શે પાલી કંપી ઊઠી.

શરીરની તમામ રક્તવાહિનીઓ ઝણઝણાવી દે એવા સૂચક ધીમા અવાજે, બહુ નજીક આવી બિંબિસાર ફરી બોલ્યો:

'પા...લી.'

'નટ!' પાલીએ મોઢું ઊંચું કરી બિંબિસારની આંખો સામે જોતાં, એટલા જ ધીમા અવાજે જવાબ આપ્યો, અને આંખો ઢાળી દીધી. બિંબિસારે, પાલીનો એક હાથ તો પકડ્યો હતો; પછી ઝડપથી બીજો હાથ પણ પકડી લીધો અને પાલી ફાટેલી આંખે તેને જુએ તે પહેલાં તો પોતાના અંગ તરફ તેને ખેંચી લીધી. પાલી એમ જ ફાટેલી આંખે તેને જોઈ રહી.

'પાલી, હૃદયના વિચારો આપોઆપ બહાર આવી બોલતા સંભળાય તો આપણા બન્નેનાં હૃદય એક જ વાત કહેશે, એ તું પણ જાણે છે અને હુંય જાણું છું.' બિંબિસાર 'તું' સુધી આવી પહોંચ્યો. પાલીને તે અમૃતવત્ લાગ્યું હશે, કારણ કે તેણે એ સામે જરાય વિરોધ ન દર્શાવ્યો. બિંબિસારે બોલવાનું પૂરું કર્યું તે પહેલાં પાલીએ આંખો બંધ કરી લીધી હતી. બિંબિસારને આથી વધુ વેગ મળ્યો.

'પાલી, જ્યારથી અહીં આવ્યો છું, ત્યારનો ગોખી રહ્યો છું અને ગોઠવી રહ્યો છું કે કેમ કરી કહું—મને તું સુખી કર, મને પ્રેમ કરવા દે. તારા સિવાય હવે પછી હું નિર્જીવ રહીશ; પરંતુ નથી કહી શક્યો. પાલી, નિર્દોષ હોવાનો કોઈની આગળ મેં દેખાવ નથી કર્યો. શુદ્ધ, સુંદર, સ્વચ્છ અને પ્રતિભાસંપન્ન જે જે વસ્તુ તારી પાસે છે તે મારી પાસે નથી. એકલી શક્તિ અથવા એકલી

બુદ્ધિ કદી આકર્ષક લાગતી નથી. એકલું સૌંદર્ય કદી સંપૂર્ણ યા આકર્ષક રહ્યું નથી. મેં અનેક સૌંદર્યમૂર્તિઓને મારા ચરણમાં આળોટતી જોઈ છે. પરંતુ તે દરેક પ્રત્યે હું હસતો જ રહેતો, અને મારા એ હાસ્ય પાછળ હું કેવળ મનોરંજન કરતો એમ અનુભવતો; પરંતુ જ્યારથી મેં તને જોઈ, ત્યારથી મને લાગ્યું કે જે વસ્તુને હું શોધતો હતો તે મને મળી ગઈ; અને અત્યારે અનુભવું છું કે હું પૂર્ણ છું. પાલી તું જ મને પૂર્ણ કરે છે, તું મારી છે. લોકલજ્જા, સમાજમર્યાદા અને કુલસંરક્ષણ કરવા આપણે લગ્નનો વિધિ કરીશું, પરંતુ આપણાં લગ્ન તો થઈ જ ગયાં છે. વચમાં ન બોલતી, પાલી, મને પૂરું બોલી લેવા દે પાલી, હું તને તારા સમાજમાં કોઈ રીતે અપમાનિત થવા દેવા નથી ઇચ્છતો. મારી સાથે લગ્નગ્રંથીથી જોડાઈ જા.'

એકદમ આવેશમાં આવી બોલતા બિંબિસાર તરફ પાલી એક સરખું જોઈ રહી હતી. અત્યાર સુધી પાલીએ વાણી પર સંયમ ન રાખ્યો હોત તો બિંબિસાર જે બોલ્યો તે ક્યારનુંય અક્ષરશઃ બોલી દીધું હોત, પરંતુ પાલી બુદ્ધિશાળી હતી. સ્ત્રીજન્યસંવેદનાઓ સાથે સાથે એક લિચ્છવીનો જુસ્સો, ગર્વ અને એક સમર્થ પિતાની ઉચ્ચ કેળવણી પાલીમાં સુવિકસિત હતાં. બિંબિસારથી અલગ થઈ તેણે દૂર દૃષ્ટિ ફેરવી અને ઇશારો કરતી હોય તેમ બોલી: 'તમે પરદેશી છો!'

'હું રાજપુત્ર છું.'

'નટ છો.'

'જન્મે નહિ.'

'રહસ્યમય છો.'

'પાછા નહિ.'

'વિદેશીનો વિશ્વાસ અમુક હદ સુધી જ રાખી શકાય.'

આગળ પગલાં માંડતી પાલી બોલવા લાગી.

'જે પુરુષ પોતાની જાતને ગુપ્ત જ રાખવા ઇચ્છે છે, જેને ખરી વાત કહેતાં સંકોચ જ રાખવો પડે છે, જે અહર્નિશ પોતાના રહસ્યમય જીવન માટે ચેતતો જ રહે છે—એવાની કઈ વાત, ક્યાં સુધી વિશ્વાસ રાખીને માનવી ?'

બિંબિસાર વંટોળિયાની માફક તેની પાસે ધસી આવ્યો. પોતાના શબ્દોની શી અસર થાય છે તે જોવા પાલી તીરછી નજરે બિંબિસાર ભણી જોઈ રહી હતી. પોતાની પાસે તેને આવીને ઊભેલો જોઈ જાણે જાણતી ન હોય તેમ પાલી પીઠ કરી ઊભી રહી. અલિપ્તતાનો ખોટો ભાવ તેણે મોં પર બળાત્કારે આણ્યો. પરંતુ બિંબિસાર તે જોઈ ન શક્યો. તેણે ઝટકાથી પાલીને પોતા તરફ ફેરવી અને ગાંડાની માફક તેને જોઈને બોલ્યોઃ 'પાલી, મારી આંખો સામે જો અને કહે કે 'તમારામાં મને વિશ્વાસ નથી'.'

પાલીએ તેની સામે જોયું—સીધું, કીકીઓ તરફ. બિંબિસાર જોઈ રહ્યો. જાણે તેના વિચારો વાંચતી હોય તેમ પછી તે બોલીઃ 'તમને મારામાં વિશ્વાસ છે ? નથી, કેમ ?' એટલું કહી પેલી બેઠક પર તે આવી બેસી ગઈ બિંબિસાર તેની પૂંઠે જ આવી બેસી ગયો. તેના તરફ જોયા વિના પાલીએ બોલવાનું ચાલુ રાખ્યુંઃ 'મારામાં વિશ્વાસ હોત તો તમે મને કહી દીધું હોત કે તમે કોણ છો. પ્રેમમાં અવિશ્વાસને જરાય સ્થાન નથી. પ્રેમ એટલે જ વિશ્વાસ.'

આ વેળા બિંબિસાર ઘવાયો. બોલ્યોઃ 'પાલી તારા સખત આઘાતો પણ મને અમૃત જેવા લાગશે. હાલ હું બીજું કંઈ જ નથી કહેતો; માત્ર એક વિનંતી કરું ?' એટલું કહેતાં કહેતાં તેણે અતિ આવેશમાં ફરીથી પાલીને પોતાના ભણી ખેંચી લીધી અને બોલ્યોઃ 'પાલી, મારી સામે બરાબર જો અને સાચા હૃદયથી કહેઃ 'તમે મારામાં વિશ્વાસ નથી રાખતા.' બસ, અને આ જ પળે અહીંથી હું ચાલ્યો જઈશ. તારામાં હું વિશ્વાસ નહિ રાખું, તો પાલી, ખાતરીથી

માનજે કે મને મારા પોતામાં વિશ્વાસ નહિ રહે. હું–હું નહીં રહું.'

આ વેળા પાલી ઘવાઈ. એકાએક પાલીએ બિંબિસારના હાથ પોતાના હાથમાં લીધા, જાણે પોતાની તરફ તેને ખેંચવા ઇચ્છતી હોય! બિંબિસાર વધુ નજીક આવી બેઠો. પાલી સહેજ આગળ આવી અને પ્રેમાળદૃષ્ટિ ફેંકતાં બોલી: 'તમને મારામાં વિશ્વાસ છે તો કહો તમે કોણ છો? મને કહો.' પાલીનો પ્રશ્ન સાંભળતાં વેંત બિંબિસારે નજર હટાવી લીધી અને ધીમેથી બોલ્યો: 'હું હમણાં કહી શકું તેમ નથી, પાલી.'

પાલી બળી ઊઠી. તરત બિંબિસાર પાસેથી ઊભી થઈ ગઈ. બિંબિસાર પણ ઊભો થયો. પાલીની આંખમાં તિરસ્કાર અને ગર્વની આછી ભૂરકી દેખાઈ.

'અતિથિ, હું લિચ્છવી છું. લિચ્છવી નામને આમ્રપાલી કલંક નહીં લગાડે. તમે પૂછતા હતા કે મને તમારામાં વિશ્વાસ છે કે નહીં, તો સાંભળો, મને તમારામાં વિશ્વાસ નથી.' એટલું બોલી સડસડાટ તે ત્યાંથી ચાલી ગઈ. તે માનભંગ થઈ હતી, તેને લાગ્યું કે પોતે અવિશ્વાસનું પાત્ર બની હતી.

બિંબિસાર દિંગમૂઢ બની તેના તરફ જોઈ રહ્યો. તેના હૃદયમાં અપાર વેદના હતી. પાલી પાછું જોયા વિના શયનગૃહ તરફ જતી રહી. તેની આંખમાં આંસુ હતાં.



## [ ૧૪ ]

**સુધીરની** આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. તેની આસપાસ એક નાનીશી મિત્રમંડળી ખિલખિલાટ હસતી ઊભી હતી. બેચાર જુવાનોના હાથમાં તેઓની હમેશની કુટેવ પ્રમાણે, મદિરાના પ્યાલા રમતા હતા. કેટલાકના હાથમાં મીઠાઈના ટુકડા હતા. ઘણાખરા તેના જેવા જ પ્રેમઘેલા જુવાનિયાઓ હતા. જ્યારે બાકી રહેલા કંઈક 'ડાહ્યા' હોઈ, સુધીરની મીઠી ઠેકડી કરવાના ઉદ્યમે વળગ્યા હતા. ઠેકડી કરવાનું કારણ માત્ર એક જ હતું—પાલી.

વૈશાલીની બરાબર મધ્યમાં પણ્યગૃહ[1] હતું અને તેના સાતમાળના પ્રાસાદના સાતમે માળે સંસ્થાધ્યક્ષના[2] પુત્ર શૌનકે આ મંડળીને એકઠી કરી હતી. પોતે પરણેલો હોવા છતાં પાલી માટે તેનું મન હમેશાં બળ્યુંઝળ્યું રહેતું હતું. પાલીની વાતો સાંભળવી તેને બહુ ગમતી. પાલી પછવાડે સૌથી વધારે ગાંડો થનાર માણસ સુધીર કરતાં બીજો કોઈ ન હતો તે એ બરાબર જાણતો હતો. એટલે તેણે સુધીર સાથે મિત્રાચારી બાંધી અને થોડાક જ દિવસમાં તે તેનો પ્રાણાધાર મિત્ર બની બેઠો. સુધીર હમેશાં પાલીની વાતો કરતો અને શૌનક એથી સંતોષ માનતો.

---

૧ ચારે બાજુ દુકાનો હોય તેવું મોટું બજાર—પાકી ઈંટોથી બાંધેલું.

૨ વ્યાપારવાણિજ્યના અધ્યક્ષ.

આજે પાલી માટે સુધીરે નહિ, તેના મિત્રોએ વાત શરૂ કરી. એક જણે સુધીરના પ્રેમ ઉપર ખોટી ટીકા કરી. બસ, પછી શું જોઈએ ? બીજાએ સુધીરનો બચાવ કર્યો. ત્રીજાએ તેમાં સુધારો કર્યો. કૌશિક અને ગોવિંદ નામના બે મશ્કરા જુવાનો સુધીરને પાનો ચડાવવા દ્વિઅર્થી વખાણ કરવા લાગ્યા. એક મંડન કરતો અને બીજો ખંડન. વખાણની હદ અંતે એટલી વધી ગઈ કે સુધીરનું કાળજું તેની જગા પરથી હટી ગયું. મદ્યનું ઘેન તેના મગજ પર ચડી ગયું હતું; દિલ ખોલી પાલીની અને પોતાની વાતોના લત્તારે તે ચડ્યો. ધીમે ધીમે વાતો કરતાં પોતાની મૂર્ખાઈ ઉપર જ તે હસવા લાગ્યો. એટલું હસવા લાગ્યો કે તેની આંખોમાંથી આંસુ સરવા માંડ્યાં. જુવાનિયાઓ એટલાથી સંતોષ માને તેવા ન હતા. તેમણે સુધીરને વધુ ઉશ્કેરવા માંડ્યો. મદ્યનો પ્યાલો પૂરો ગટગટાવી ગોવિંદ બોલ્યો: 'અરે એ બધી વાત તો ખરી, પરંતુ સુધીર, તે દિવસે સંથાગાર પાસે પાલીના રથ આગળ જ તું કેમ સૂઈ ન ગયો ? આપોઆપ પાલી અટકી જાત.'

'તું પણ મૂર્ખ જ છે ગોવિંદ !' કૌશિકે બળતામાં ઘી હોમવા માંડ્યું. 'અરે, પાલીના રથ આગળ જતાં જતાં તો બિચારો સુધીર બેહોશ થઈ જાય; પછી પાલીની સાથે વાતો કોણ કરે ? હા, મને સાથે રાખે તો વાંધો ન આવે. એ બેહોશ થઈ જાય અને હું વાર્તાલાપ કર્યા કરું. એટલો મિત્રધર્મ બજાવવા હું અત્યારથી જ તૈયાર છું.' એટલું કહેતાં કહેતાં તેણે મદ્યનો પ્યાલો મોઢે મૂક્યો અને બધા એક સાથે હસી પડ્યા. ગોવિંદ પર મદ્યની અસર ઠીક થવા લાગી હતી. જરા કૃત્રિમ રોષ દેખાડતાં તે બોલ્યો:

'એટલે, મહેનત સુધીર કરે, બેહોશ થાય સુધીર, જમીન પર પછડાઈ પડે સુધીર, અને પાલી સાથે મીઠોમીઠો પ્રેમાલાપ કરી તેનું દિલ જીતી જાય તું ! એ કદી બને ?'

'અલ્યા ગોવિંદ, તારે મન મશ્કરી થાય છે પરંતુ સુધીરનું કાળજું કપાઈ જાય છે, હોં!' એક જણે ટાપસી પૂરી.

'એનું કાળજું કપાય છે અને અહીં શું થતું હશે? મૂક તારો હાથ મારી છાતી ઉપર અને જો આ હૃદયનો ધબકારો—પાલી, પાલી, મારી પાલી, કરે છે કે નહિ?' મદ્યના ઘેનમાં ગોવિંદની પણ ડાગળી ખસવા માંડી હતી. હૃદયમાં છુપાવેલી વાત બહાર આવવા માંડી હતી. ગોવિંદનું વિકૃત મોઢું અને તેના અવાજમાં જણાતા હલકાપણાએ તેની પાસે ઊભા રહેલા એક મદ્યનિષેધક જુવાનને અકળાવી મૂકયો.

'પાલી વિષે વધુ આગળ ન વધ. બહુ દૂરની પણ એ મારી સગી થાય છે.'

'અરે સુનક્ષેત્ર, તારી સગી થાય છે, બહેન થાય છે. એટલે પરણશે જ નહિ?' શૌનકે હસતાં હસતાં પૂછ્યું.

ગોવિંદે તેનો જવાબ વાળ્યો:

'કોની બહેન નથી પરણતી?'

'ભોટમામા,' કૌશિકે સુનક્ષેત્રને ઉદ્દેશીને કહ્યું. 'દેખાવડી બહેન માટે તો દસ માગાં આવે.'

'હા, હા.' ગોવિંદે છૂટથી બબડવા માંડયું: 'પહેલું માગું મારું.'

'અરે પહેલું માગું સુધીરનું જ રહેવાનું.' એક જણે કહ્યું.

'સુધીરને દૂધિયા દાંત આવ્યા નહિ હોય ત્યારથી આ ગોવિંદ પાલીને જોતો આવ્યો છે.' ગોવિંદે નાનકડી મૂછો પર વળ દેતાં કહ્યું. 'પહેલી માગણી મારી છે.'

'આ તે કોઈ માગધીની સંપત્તિ જોઈ છે કે જેની નજર પહેલી પડે તે તેનો સ્વામી બને!' કૌશિકે કહ્યું.

'કૌશિક, પાલી કોઈને પરણી શકે તે હવે આકાશ ને પાતાળ

ભેગા કરવા જેટલું અશક્ય છે.' ગોવિંદે ફરીથી પોતાની મૂછો પર અસ્થિર આંગળીઓ ફેરવતાં કહ્યું.

તરત જ—'કોણે કહ્યું ? કેવી રીતે ? તને મદ્યની મસ્તી જ ચડી છે કે ગોવિંદ ? ખરું કહે ?' એવા એકીસાથ અનેક ઉદ્‌ગારો બધા જુવાનોનાં મોઢાંમાંથી સરી પડ્યા. પાલી લગ્ન નહિ કરી શકે એ વિચારે બધા પ્રેમીઓ ચોંકી ગયા!

'કારણ ?' બધા શાંત થયા પછી શૌનકે પૂછ્યું.

'કારણ ?' ગોવિંદે આંખો ખેંચી શૌનકને પૂછ્યું અને પછી કહેવા માંડ્યો: 'કારણ, પાલીને હું ગઈ કાલે પરણી ગયો છું.'

'હેં !' બધાનો જાણે કંઠેથી પ્રાણ નીકળી ગયો.

'હા, હા. કાલે મધરાતે મેં પાલી સાથે લગ્ન કર્યાં.'

'ક્યાં ?' એક જણે રડી પડતાં કહ્યું.

'મારા ઘરમાં જ. વારાણસીનાં સુંદર શ્વેત વસ્ત્રોમાં સજ્જ, મદનમોહના પાલી લગ્ન પછી મારા શયનગૃહમાં આવી—'

સાંભળનારાઓના શ્વાસ થંભી ગયા. ગોવિંદ આગળ બોલવા માંડ્યો: 'રત્નોજડિત સુવર્ણનાં આભૂષણોથી સજ્જ, ઇંદ્રાણીને પણ આંજી નાખે તેવા રૂપઅંબાર વેરતી પાલી મારી શય્યા પર બેઠી.'

રોનાર જુવાનના મોઢાંમાંથી એક ડૂસકું નીકળી પડ્યું.

'પાલીની પાસે હું ધીમે રહીને બેસી ગયો.'

સાંભળનારાઓનાં દિલ ફરીથી, જોરથી ધબકવા લાગ્યાં. ઘેનમાં પ્રમત્ત બનેલા ગોવિંદે બેફામ બોલવું ચાલુ રાખ્યું: 'પછી મેં પાલીના હાથ ઝાલ્યા—બાહુપાશમાં જકડી અને...'

'નહિ, નહિ !' રોનારો જોસથી બોલી પડ્યો.

'શાંત, શાંત, ભદ્દી !' સુનક્ષેત્ર બોલ્યો.

'પછી શું થયું ગોવિંદ! પછી શું?'

'પછી?' ગોવિંદે ખડખડાટ હસતાં કહ્યું. 'મિત્ર, પછી જે બનવું જોઈએ તે બન્યું. મેં એના અધરામૃતનું પાન કર્યું અને...'

'ચૂપ રહે ચંડાલ. ચૂપ!' આખું પણ્યગૃહ કાંપી ઊઠે એટલે ઊંચે અવાજે સુધીર તડૂકી ઊઠ્યો, કૂદ્યો, અને ગોવિંદને ગળે હાથ બીડી રહ્યો.

છૂટે હાથે સુધીર ગોવિંદને મારવા લાગ્યો. પાલી પછવાડે ઘેલા બનારા બીજા જુવાનો પણ ગોવિંદ ઉપર તૂટી પડ્યા. લગભગ પાગલ થઈ ગયેલા સુધીરે અધમૂઆ બનેલા ગોવિંદની બોચી પકડી ઊભો કર્યો અને દાંત ભીંસીને બોલ્યોઃ 'લગ્ન ક્યાં થયું? મહાનામ સિંહરાજના પ્રાસાદમાં?'

'ના. મારા ઘરમાં.'

'પાલી ક્યાં છે?'

'મને ખબર નથી.'

'નીચ, ચાંડાલ! પરણ્યો ગઈ કાલ રાતે, અને તારી પત્ની ક્યાં છે, તેની તને ખબર નથી? સાચું બોલ, ગોવિંદ!'

'મારી વાત તો પૂરી સાંભળતો નથી.' મહામહેનતે શ્વાસ લેતાં ગોવિંદ બોલવા માંડ્યોઃ 'મેં તેનું અધરામૃત પીધું અને તરત આંખ ઊઘડી ગઈ. મને ત્યારે જ સમજણ પડી કે એ તો સપનું હતું. સપનું! ને પછી તો હું પાલીના વિરહમાં ઘેલો બની બૂમો પાડવા લાગ્યો અને આખરે બેહોશ થઈ ગયો.'

એટલું બોલતાં બોલતાં ધબ દઈને ગોવિંદ જમીન પર ઢળી પડ્યો. એ ખરેખર બેહોશ થઈ ગયો હતો. પરંતુ શુધબુધ ગુમાવી બેઠેલા સુધીરનો રોષ જરાય ઓછો નહોતો થયો. સ્વપ્નમાંયે ગોવિંદ પાલીને કેમ પરણી ગયો? સુધીરથી એ સહેવાયું નહિ. મદના ઘેનમાં

પડેલા ગોવિંદને તેણે ત્રણ ચાર પાટુ લગાવી દીધાં. તેનું હૃદય બળી જતું હતું. મહિનાઓથી પાલી માટે રાતદિવસ એકસરખું રટણ કર્યા છતાં, એક પણ રાત, એક પળ માટે પણ, એને પાલી સ્વપ્નામાં નહોતી આવી.

શૌનકના ઉપચારોથી ગોવિંદ થોડીક વારમાં ભાનમાં આવી ગયો. મિત્રોની નાની મોટી વાતોથી સુધીરના ક્રૂર વર્તન માટે તેને ખૂબ રોષ ચડ્યો.

પૂર્ણ સ્વસ્થ થતાં તે સીધો સુધીર પાસે આવ્યો. બન્ને ફરી લડી ન મરે તે માટે શૌનકે સાવધાની રાખી હતી. ગોવિંદ સુધીર પાસે આવી સૂચક અવાજે બોલવા લાગ્યો:

'સુધીર, આ બધાઓ આપણને હસે છે હું પણ તેમની સાથે હસતો હતો પરંતુ અત્યારે નથી હસતો. તને મારી નાખવાથી મને પાલી મળતી હોય તો અત્યારે તને જીવતો જવા ન દઉં. એટલે એક જ વાત તું આજથી હમેશાં સ્મરણમાં રાખજે કે પાલી પર જ્યારે તારો હાથ પડશે તે પહેલાં આ ફાંકડા ગોવિંદનો હાથ પડી ચૂક્યો હશે જ.' એટલું કહી ગોવિંદ ત્યાંથી ચાલ્યો ગયો. કોઈ ન બોલ્યું, માત્ર પેલો રોતીસૂરત ચીસ પાડી ઊઠ્યો.

'પાલી મારી છે, પાલી મારી છે, પાલી મારી છે.' અને એટલું કહી ગોવિંદની પૂંઠે એ પણ દોડી ગયો.

બીજે દિવસે લિચ્છવી નગરીમાં શ્રાવણી અષ્ટમીનો તહેવાર હતો. મહા ઉદ્યાનથી થોડેક દૂર લિચ્છવી જુવાનોનાં પૂર ઊલટ્યાં હતાં. શરીરે ચોળેલાં સુગંધી તેલ, ગંધ, મંદારપુષ્પની માલાઓ, સ્ત્રીઓની આંગળીઓએ મહેકતી તાજી મેંદી, મીઠી સુગંધભર્યાં તિલકઅંજન આખાય વાતાવરણમાં અજબ ચેતન પ્રસરાવી રહ્યાં હતાં. પરિણીત અને અપરિણીત યુવતીઓની હાજરી છેલબટાઉ

જુવાનોને સહેજે બહેકાવી મૂકે તેમ હતું, અને આજે વળી જુવાનોની શક્તિનું માપ કાઢવાનો દિવસ એટલે પછી બાકી શું રહે?

ધનુષ્યવિદ્યાના પ્રયોગોથી મહોત્સવ શરૂ થયો. દરેક યુવાન પોતપોતાની શક્તિ અને કળા દર્શાવવા આતુર હતો. ભાગ લેનાર લગભગ બધા જુવાનોનાં નિશાન અચૂક પૂરવાર થયાં, તેમાં સોએક જુવાનોએ તો હદ કરી. જાણે એક તીરે, એક શ્વાસે, એક હાથે ધનુષ્ય પકડતા હોય તેમ એક સરખાં એક જ રીતે નિશાનો તોડવા લાગ્યા. સુધીર અને ગોવિંદ એ સોમાં જ આવી જતા હતા. મશ્કરો કૌશિક, સુધીર અને ગોવિંદ વચ્ચે હોળી સળગાવવા લાગ શોધતો હતો. પાલી વિષે બન્નેની તકરારનો અંત લાવવા તેણે એક નિવેદન કર્યું. બસો કદમ છેટેથી એક વટવૃક્ષ ઉપર રાખેલા વાંસડા પર વિચિત્ર રીતે મૂકેલા એક બનાવટી સિંહને જે વીંધે તે પાલીને પરણે. આ વિનોદી નિવેદને જુદું જ સ્વરૂપ પકડયું. ધીમે ધીમે બધા જુવાનોને આ વાતની ખબર પડી. સોયે જુવાનોએ વારાફરતી એ સિંહને વીંધ્યો. ત્યાર પછી બીજી હરીફાઈઓ શરૂ થઈ. પાલીને મેળવવા આ સોયે જુવાનો તૈયાર થયા. સાંજ પડતાં પડતાં સાતમી હરીફાઈમાં તો અવધિ આવી ગઈ. પાલીને મેળવવાની ચડસાચડસીમાં કોઈ કોઈને હરાવી શકયું નહિ. સામાન્ય રમતે બહુ જ ગંભીર સ્વરૂપ લઈ લીધું હતું. અગ્રગણ્ય લિચ્છવી કુટુંબોમાંથી એ સો જુવાનો હરીફાઈમાં ઊતર્યા હતા અને એ સોયે જુવાનોની રસનાએ પાલી ચડી બેઠી હતી.

સૌથી વધુ કફોડી સ્થિતિ સુધીરની હતી. જો કે પેલા સો જુવાનોની સરખામણીમાં તે સૌથી આગળ ન હતો પરંતુ એ બધાઓમાં સૌથી વધારે તનતોડ પરિશ્રમ કરનાર સુધીર જ હતો.

રાતના પ્રારંભના પ્રહરમાં તેણે પાનાગારમાં પગ મૂકયો ત્યારે આખા દિવસના પરિશ્રમથી તે બહુ જ થાકી ગયો હતો. મદ્યનો પહેલો

ઘૂંટડો પીતાં પીતાં જ તેણે મન સાથે નક્કી કરી નાખ્યું કે પાલીને પરણનારને મારી નાખવો. એવામાં કૌશિકે તેનો ખભો હલાવતાં ઉતાવળથી કહેવા માંડયું:

"અરે મૂર્ખરાજ, તું અહીં બેઠો છે અને શૌનકના પ્રાસાદમાં સો જુવાનો તારી પાલી માટે કોઈ ખાસ નિર્ણય કરવા ભેગા થયા છે.'

'ખાસ નિર્ણય એટલે?'

'પાલીનું વેચાણ કરવા બધા જુવાનો ખાનગી સભા બોલાવીને બેઠા છે. નિર્ણય કરવાના છેઃ પાલીને કયો જુવાન પરણે?'

સુધીરે પ્રત્યુત્તરમાં નીચું માથું કરી ખપ પૂરતું મદ્ય પી લીધું અને ત્યાંથી ઊભો થયો.

શૌનકના સાતમા માળે પગ મૂકતાં જ સુધીર થંભી ગયો. સો સો જુવાનો શસ્ત્રો પર હાથ જમાવી પાલી માટે એકમેકને કાપી નાખવા તૈયાર થયા હતા. બિચારો શૌનક આમથી તેમ દોડાદોડ કરતો બધાને શાંત કરવા મથતો હતો. વૈશાલીના તમામ આગેવાન જુવાનો એકઠા થયા હતા. જિદે ચડેલા સો જુવાનિયાઓ પાલી માટે મરવાનો અથવા એને મારવાનો દૃઢ નિશ્ચય કરી બેઠા હતા, અને બધાની વચ્ચે સુધીરનો કટ્ટર શત્રુ ગોવિંદ બેઠેલો હતો. સુધીરે પૂંઠ ફેરવી જોયું તો પાગલની જેમ હસતો પેલો રોતીસૂરત જુવાનિયો નીચે નિસરણીને છેડે ઊભો હતો. મદ્યમાં ચકચૂર બનેલો સુધીર કૃત્રિમ ગુસ્સાથી ગાંડો તૂર લાગતો હતો. તેણે હાથમાં રાખેલી નાની કિરપાણ મ્યાનમાંથી કાઢી અને સભા વચ્ચોવચ્ચ ઊભા રહી ફાટેલી આંખે બોલ્યો:

'તમારામાંથી જેને પાલીને પરણવું હોય તે પહેલાં મારી સામે ઊભો થાય, તલવાર લે અને દ્વંદ્વયુદ્ધ કરે. જે જીતશે તે પાલીને

પરણશે. હું પ્રવેણીપુસ્તકના શપથ લઉં છું કે પાલીને પરણનારને હું મારી નાખીશ.'

પ્રવેણીપુસ્તકના સોગંદથી આખી સભામાં સનસનાટી ફેલાઈ ગઈ. સૌમાંથી કોઈ ગાંજ્યો જાય તેવો ન હતો. ગોવિંદ ઊભો થઈ ગયો. સભાપતિને ઉદ્દેશીને બોલ્યોઃ 'જો સભા મંજૂર કરે તો હમણાં જ આ વાતનો ફેંસલો કરી લઈએ. પાલીને પરણનારને હું પોતે જીવતો જવા દઉં તેમ નથી.'

ગોવિંદ હજુ તો બોલવું પૂરું કરે તે પહેલાં સુધીર કિરપાણ લઈ તેના તરફ ધસ્યો. ગોવિંદ ઝડપથી પોતાની તલવાર ખેંચે તે પહેલાં અટકી ગયો.

પેલા રોતીસૂરત જુવાને મ્યાનબદ્ધ તલવાર દૂરથી ફેંકી સુધીરની તલવારને હવામાં જ ઉડાવી દીધી હતી.

રોતીસૂરત ભટ્ટી એકદમ ખડખડાટ હસી પડ્યો અને માથું ધુણાવતો ધુણાવતો ચાલ્યો ગયો. શૌનકે બધાને શાંત થયેલા જોઈ બોલવાનું શરૂ કર્યુંઃ 'મિત્રો, પાલીનો નિવેડો તલવારથી નહિ, બુદ્ધિથી કરવાનો છે.'

'ખરી વાત છે, અને બુદ્ધિ પણ થાકે તો પ્રવેણીપુસ્તક અને સંથાગાર છે. તલવારથી પાલી નહિ મેળવી શકાય.' એક પરિચિત માણસનો ઉપર પ્રમાણે અવાજ સંભળાયો. બધાએ મોઢાં ફેરવ્યાં તો ચિરંજીવ તેમની સામે આવી ઊભો. ચિરંજીવને જોતાં વેંત સુધીર નરમ પડી ગયો. ઘેર જવાનું દસ દિવસ પહેલાં વચન આપ્યા પછી છટકી ગયેલો સુધીર આજે અપરાધીની માફક તેની પાસે ઊભો હતો. ચિરંજીવ પોતાના ગામથી આજે જ વૈશાલીમાં આવ્યો હતો. એ હતો સંથાગારમાં બેસનાર લિચ્છવી

જુવાન. જુવાનોની ખાનગી સભા જોઈ એને સુધીરને બચાવવા એક સુંદર તક પ્રાપ્ત થઈ. ભેગા થયેલા જુવાનોની બેવકૂફી ઉપર તેને બહુ ગુસ્સો આવ્યો, પરંતુ પોતે મુત્સદ્દી હોઈ તેણે જુવાનોની નાડ પારખી લીધી હતી. એક વખત ચોતરફ દૃષ્ટિ નાખી સભાને ઉદ્દેશી તે બોલવા માંડ્યો:

'વીર લિચ્છવી રાજપુત્રો અને જુવાનો! હું માત્ર એક જ વિનંતી આ સભા સમક્ષ કરવા આવ્યો છું. અહીં બાજુમાં ઊભેલો મારો મિત્ર છે. આજે તે મારાથી જ નહિ, અમારા ગામથી, અમારા સમૂહથી સ્નેહીસંબંધીઓથી અલગ થઈ અહીં ભટકતો રહે છે. જુઓ એનું મુખારવિંદ, બરાબર જોઈ લ્યો. ચાર મહિના ઉપર અમારા ગામમાં શૌર્ય અને ચેતન માટે એની સરખામણીમાં કોઈ જુવાન ન હતો. મને સંપૂર્ણ શ્રદ્ધા છે કે શસ્ત્રનિપુણતા અને નિર્ભયતામાં એના કરતાં વધુ ચેતનવંતો જુવાન આ સભામાં નથી, છતાં એ પણ ખાતરીથી માનજો કે સભામાંનો કોઈ પણ જુવાન અત્યારે તેને મારી નાખવા સમર્થ છે. કારણ જાણો છો? મિત્રો! જુવાની ફરી મળી શકે, સુખ મળી શકે અને સંપત્તિ પણ ફરી પાછી મળી શકે પરંતુ વેડફી દીધેલી ઇજ્જત ફરી નહિ મળે.

અહીં લિચ્છવીઓના પચીસ રાજપુત્રો અને પોણોસો રણઘેલા વૈશાલીના લિચ્છવીપુત્રો આજે એક સ્ત્રી માટે ચડસાચડસીમાં એકમેકને કાપી નાખવા ઉન્મત્ત બન્યા છે. હું સભા સમક્ષ પ્રશ્ન મૂકું છું. વૈશાલીના એ ભાવી દેશરક્ષકો! તમારા આવા કૃત્યથી લિચ્છવીઓની ઇજ્જત રહેશે કે નષ્ટ થશે? એક સ્ત્રીને કારણે મારો મિત્ર વીરત્વમાંથી પશુત્વને પામ્યો છે, અને આજે જે એના હાલ છે તે કાલે તમારા થશે. ફરીથી પ્રશ્ન કરું છું, જુવાનો! જે સ્ત્રી, માને પુત્રથી છૂટી કરે, બેટાને બાપની અવજ્ઞા કરતાં શિખવાડે, મિત્રનું મિત્ર પાસે ખૂન કરાવે અને ભાઈ ભાઈને કાપી નાખવા તૈયાર થાય તે સ્ત્રી કોઈ લિચ્છવીની પત્ની થવાને લાયક છે?'

સભા શાંત રહી.

કોઈએ જવાબ ન વાળ્યો.

સમસ્ત સભાના હૃદય પર વર્ચસ્વ સ્થાપી ચૂકેલા ચિરંજી જુસ્સામાં બોલવાનું ચાલુ રાખ્યું:

'ઉત્તર આપશો લિચ્છવીકુમારો ? વૈશાલીને પાલીની જરૂર કે જોબનવંતા જુવાનોની ? પ્રશ્ન મૂકું છું જુવાનો ! પાલીને પરણના ક્યાં સુધી જીવતો રહેશે ? પાલીએ પરણવું જોઈએ ? ઉત્તર આપો.

અને એક સાથે સર્વતોમુખી અવાજ નીકળ્યા: 'પાલી એકની કદાપિ નહિ બને.'

'તો પછી ?' બૂમ પાડી ચિરંજીવે પ્રશ્ન કર્યો.

'પાલી બધાની બનશે.' દૂરથી અવાજ આવ્યો.

ફરીથી બધાનાં મોઢાં મુખદ્વાર તરફ ફર્યાં. વૈશાલીના સંરક્ષ અને ભક્ષક વૃદ્ધ અભયને તેના વિષપૂર્ણ સ્મિત સાથે ઊભો રહેલે બધાઓએ જોયો. તેણે બોલવું ચાલુ રાખ્યું. 'પાલીએ પોતાના કૌમાર્ય બલિદાન આપવું પડશે. પાલી એક લિચ્છવીની નહિ, સમસ્ત વૈશાલીની બનશે.'

આખી સભા, બધાના વડીલસમા અભયને માન આપવા ઊભી થઈ અને પછી સૌ પોતપોતાને સ્થાને બેસી ગયા. 'પાલી સૌની બનશે.' એ વાક્ય સાંભળી પાછી શુધબુધ ગુમાવી બેઠેલો સુધીર છલંગ મારી અભયની કોટે વળગ્યો. સારું થયું કે ચિરંજીવે ચપળતાથી સુધીરને છૂટો કરી દૂર હડસેલી દીધો; નહિ તો અભયની ગરદન મરડાઈ ગઈ હોત. જરાય અસ્વસ્થ ન બનેલો અભય અસ્વસ્થ બનેલી સભાને શાંત રહેવાનું સૂચન કરી સ્મિત કરતાં જમીન પર આળોટતા સુધીર તરફ જોઈ બોલ્યો: 'મૂર્ખ છોકરો......!' બરાબર તે જ સમયે પાલી પછવાડે પાગલ થઈ ગયેલા રોતીસૂરત ભટ્ટીનું ભીષણ

અટ્ટહાસ્ય સંભળાયું. બે બે જુવાનો તેને પકડી રહ્યા હતા. તેના તરફ ફરી અભયે એ જ શબ્દો ધીમેથી ઉચ્ચાર્યા: 'મૂર્ખ છોકરો...!'

અને પછી, સ્તબ્ધ બનેલા સભાજનોની વચ્ચે ઊભા રહી પોતાનું હમેશનું વિષભર્યું સ્મિત કરતાં, જાણે કાંઈ જ બન્યું ન હોય તેવી શાંતિથી બોલવા માંડયો:

'ચિરંજીવે જે કંઈ કહ્યું છે તે આજ દરેક સમજુ લિચ્છવી બીજા લિચ્છવીને કહી રહ્યો છે. અગર સભા આજ્ઞા કરે અને ઇચ્છા દર્શાવે તો પાલી વિષે હું, બે શબ્દો સંભળાવું.'

તુરત જ આખી સભા, એ શબ્દો સાંભળવા ઉત્સુક બની ગઈ. પાલીનું ભયંકર ભાવિ એ સભામાં ઘડાવા લાગ્યું.



# [ ૧૫ ]

'**પરંતુ** એકાએક કાલે જ વૈશાલી ચાલ્યા જવાનું કારણ ?'

'મારી ઇચ્છા.'

'પરંતુ બે દિવસ રહીને……'

'નહિ, કાલે જ.' પાલીએ ટૂંકુ અને ટચ, ટીખળ કરતાં આનંદને સુણાવી દીધું. વૃદ્ધ અભિરામ એક તાડપત્રી જોવામાં તન્મય હતો. ભાઇબ્હેનની વાતોથી કંટાળી તેણે તાડપત્રી બાજુ પર મૂકી દીધી અને બોલ્યોઃ 'અરે વાહ રે છોકરી ! ગઈ કાલે જવાની વાત નીકળી, ત્યારે તેં જ ના પાડી, અને આજે જ્યારે બધા ના પાડે છે એટલે જવા તૈયાર થઈ છે ? ખોટું ખરુંય કંઈ પણ કારણ તો જરૂર હશે ! શું છે બેટા ?'

'કાંઈ કારણ નથી, દાદા.' પૂર્વવત્ રોષમાં જ પાલી બોલી.

'તમેય દાદા ! કોઈ દિવસ કોઈ કારણસર પાલી ગુસ્સે થઈ છે તે આજે એને કારણ પૂછો છો ?' આનંદે સમજણ પાડતાં કહ્યું.

'એમ જ કહોને ભાઈશ્રી હું ગાંડી છું ! હા, છું, બસ. હવે મને ચીડવવાનું બંધ કરો. મારે જવું જ છે અને કાલે સવારે જ જવું છે.' છંછેડાયેલી પાલી બોલી.

'પરંતુ,' પાલીને શાંત કરતાં અભિરામ બોલવા માંડ્યો: 'આવતી કાલ માટે ગામની પચાસ ઉપરાંત બાળાઓને તું આમંત્રણ આપી આવી છે. પેલી ગિરિજાબ્રાહ્મણી તમને બધાંને લઈ.....અરે ભૂલી ગયો, ક્યાં લઈ જવાની છે બેટા ?'

'મીનાક્ષીના મંદિરમાં.' રોષે ભરાયેલી પાલી મોઢું ફેરવ્યા વિના બોલી.

'હા...... પહાડવાળો મીનાક્ષીના મંદિરમાં લઈ જવાની છે. ભોજન, નૃત્ય અને વનની અનેકવિધ રમતો માટે આજથી જ છોકરીઓ ઉત્સાહઘેલી બની ગામમાં ફરે છે. અને તું......'

'રહેવા દોને દાદા ! વચન આપી ફરી જવામાં સ્ત્રીઓને કોઈ દોષ સ્પર્શતો નથી; એટલે આવતી કાલે પાલીને જવામાં વાંધો નથી.'

'વચન આપી વિશ્વાસઘાત કરવામાં સ્ત્રી વધે કે પુરુષ એ તો માત્ર ભગવાન જ જાણે છે; મારે વાદવિવાદ નથી કરવો. કાલે મને લઈ જશો કે નહિ ?'

'દાદા, બુદ્ધિશાળી અને વિશ્વાસની મૂર્તિસમી આ આપની અતિ વહાલી બેટીને જે ઉત્તર આપવો ઘટે તે તમે આપો; મારી અક્કલ ચાલતી નથી.'

'એટલે તમે કાલે મને અહીંથી નહિ લઈ જાઓ એમ ને ?'

'ગમે તેમ પણ નટરાજ આપણો અતિથિ. આવતી કાલે એ ચાલ્યા જવાની વાતો કરે છે. આપણો ધર્મ શો છે દાદા ? એ જાય પછી જ મારે—યજમાને, ઘરમાંથી નીકળવું જોઈએને ?'

'અતિથિ કોઈ મહારાજા ચક્રવર્તી નથી કે એની ઇચ્છા પ્રમાણે આપણે વર્તવું. આજ્ઞા કરો કે એ ચાલ્યો જાય; આજ ને આજ, અબઘડી.'

'દાદા, એક લિચ્છવી જુવાનને તેના અતિથિ પ્રત્યેના ધર્મથી

એક લિચ્છવી કન્યા હેઠો પાડે છે! હું ધર્મસંકટમાં છું, દાદા! મારી રક્ષા કરો.'

'મારી ભૂલ થઈ.' પાલી બોલી ઊઠી: 'બંધુશ્રી! આપના અતિથિને આપ માથે બેસાડી પૂજો અને અહીં નંદીગ્રામમાં જ પડ્યા રહો. જો જો વૈશાલી ચાલ્યા ન આવતા. નહિ તો આપના ધર્મથી આપ પતિત થશો. દાદા, મને લાગે છે, રથ ચાલે એવો નથી, નહિ? અને ઘોડા ચરવા કાઢી મૂક્યા છે એટલે આખા ગામમાં વાહન પણ નહિ મળે, ખરું ને? હું જાણું છું. કાંઈ વાંધો નહિ. કાલે હું ચાલીને વૈશાલી પહોંચી જઈશ.'

'સાંભળ્યું દાદા? સિંહરાજ મહાનામ લિચ્છવીની એકની એક કન્યા પગપાળા ચાલતી જાય તો કલંક મને ચોંટી જાય. ના ભાઈ, ના. આપણે એ મતના નથી.'

'ભાઈ!' ક્રોધે ભરાયેલી પાલી બરાડી ઊઠી: 'કાલે પરોઢિયે હું ચાલી જઈશ.'

એટલું બોલી કોઈના પણ ઉત્તરની અપેક્ષા રાખ્યા વિના પાલી ત્યાંથી સડસડાટ ચાલી ગઈ. આનંદ પાલીને જોઈ રહ્યો હતો; તેને વહેમ પડ્યો કે પાલીની આંખમાં આંસુ હતાં. અભિરામ પાલીને જોઈ નહોતો રહ્યો પરંતુ તેને ખાતરી હતી કે પાલીની આંખો આંસુથી ઊભરાતી હતી.

'બન્ને વચ્ચે શું થઈ ગયું છે, દાદા?' પાલી ચાલી ગઈ એટલે આનંદે ધીમે અવાજે અભિરામને પૂછ્યું.

'મારું કપાળ!' અભિરામે તાડપત્રી બાજુએ મૂકી કહ્યું: 'મેં તને આજે સવારે શું કહ્યું હતું? કાલે સવારે શું કહ્યું હતું? અરે રોજ મધ્યાહ્નકાળે અને સાયંકાળે શું કહ્યા કરું છું? પરંતુ તું પણ પાલીનો જ ભાઈ ને! અતિથિને કેમ પૂછ્યું નહિ, એ ક્યાંનો રાજપુત્ર

છે તે ? અરે હમણાં જ એ છોકરીનું મગજ ઠેકાણે લાવી દઉં. પરંતુ ન તો તું પૂછે છે, ન મને પૂછવા દે છે!'

'પણ દાદા બન્ને વચ્ચે તો......'

'હા બાપ હા. બન્ને વચ્ચે તકરાર થાય, થવી જ જોઈએ; નહિ તો પછી વધારે વહાલથી ભેગાં કેમ થઈ શકાય ? વધારે પડતા પ્રેમને જરા હળવો કરવા એકમેક માટે આંસુ કેવી રીતે સારી શકાય ? બેટા, આ બધાં બહાનાં છે. જરા ક્રોધ, જરા અબોલા, જરા ખોટી રીસ, જરા ખોટો વહેમ એ બધાં, બન્નેને એક કરવાનાં જરૂરી સાધનો છે. હું આ કાંઈ નવું નથી જોતો. તારા બાપને આમ જ લડી મરતાં મેં જોયા છે; અને તારા કાકાને અને તારા મામાને પણ. પણ હવે જરા બુદ્ધિ ઠેકાણે રાખી સાંભળ: અતિથિ રાજપુત્ર છે એમાં મને જરાય સંશય નથી. એ સર્વગુણસંપન્ન છે એમ તું ખાતરીથી કહે છે. અને તે ચક્રવર્તી બને તેવા તેના ગ્રહો છે તે વિષે આપણા વેદાંતીને જરાય શંકા નથી. પછી વિલંબ શાનો ? બોલાવ એને. આપણે પૂછી લઈએ. મહાનામને હું સમજાવી લઈશ. ઊઠ, એકબીજા માટે ઉન્મત્ત બનેલાં આ બન્ને માટે હમેશનું ઠેકાણું કરી દઈએ. પછી હું મારે રસ્તે અને તમે તમારે.'

એટલું કહી અભિરામ ઊભો થયો અને આનંદનો હાથ પકડી ખેંચતાં ખેંચતાં બિંબિસારના ખંડમાં આવી ઊભો.

પરંતુ, મધ્યાહ્નનો તડકો ખાઈ, પરગામથી આવેલો, સૂકા મોઢાનો બ્રહ્મદત્ત સૌથી પહેલો તેમની સામે નમન કરીને ઊભો રહ્યો. આનંદ ધારીધારીને તેને જોવા માંડ્યો. કોઈ નવો આવેલો મદદકર્તા નટ હશે એમ સમજી અભિરામે બ્રહ્મદત્તને પૂછ્યું: 'નટરાજ ક્યાં છે ?'

બ્રહ્મદત્તના સૂકા મોઢા પર આ પ્રશ્નના ઉત્તરમાં એક પ્રકારની ફિકાશ જામી ગઈ. તેનું મોઢું બંધ થઈ ગયું. પછી એકાએક હસી પડ્યો ને બોલ્યો, 'ઍં...ઍં...ઍં...અંહં, અંહં...હ.'

અભિરામ અને આનંદ આંખો ખેંચી બ્રહ્મદત્તને જોવા લાગ્યા. બોબડો હોય તેવો અભિનય કરતાં બ્રહ્મદત્તે હાથઆંખના સંકેતોથી બન્નેને સમજણ પાડી કે બિંબિસાર બહાર ચાલ્યો ગયો છે અને થોડી વારમાં આવશે. અભિરામ આ નવીન મૂર્તિને કુતૂહલથી જોઈ રહ્યો.

વાતચીત કરવામાં પોતે કોઈ રીતે પકડાઈ જાય એ બીકે બ્રહ્મદત્તને છેલ્લી પળે બોબડો બની જવાનું સૂઝ્યું હતું. પરંતુ અભિરામ એમ તેને છોડે તેવો ન હતો. તેને એક વિચાર આવ્યો અને આનંદનો હાથ પકડી તે એક રેશમાચ્છાદિત આસન પર બેસી ગયો. બ્રહ્મદત્તના હોશકોશ ઊડવા લાગ્યા. બિંબિસાર પ્રાસાદમાં તો શું નંદીગ્રામમાં પણ ન હતો.

... ...

બિંબિસાર તીવ્ર વેગથી દોડતા સૈંધવ પર ગંગાકિનારાવાળી ટેકરી આગળ આવી પહોંચ્યો. કિનારાની પેલી બાજુએ બિંબિસારની નજર પડી અને તેની છાતી બેસી ગઈ. જે દશ્ય તેણે જોયું તેનાથી તેને કમકમાં આવી ગયાં. ઘોડા પરથી છલંગ મારી તે નીચે આવ્યો. અને નદીના સામા કિનારાના વટવૃક્ષ તરફ ચીસ પાડતો દોડ્યો.

વટવૃક્ષ નીચે રાજગૃહના વૃદ્ધ મહામાત્ય લોહીમાં લથબથ પડેલા હતા. તેમનો જમણો હાથ કપાઈ દૂર પડ્યો હતો. લોહીમાં છંટાયેલો સંજય અને અન્ય ભડવીરો મહામાત્યની આસપાસ રક્ષા કરતા ઊભા હતા. લોહીવહેતા ખભામાંથી લોહીને રોકવા સંજય વ્યર્થ ચેષ્ટા કરતો હતો.

'આ કયા દુષ્ટનું કૃત્ય છે? કોણ છે એ દૈત્ય?' બિંબિસારે, ભરાઈ ગયેલા અવાજે મહામાત્ય પાસે બેસી જતાં ચીસ પાડી પૂછ્યું.

'કોઈ નહિ મહારાજ, કોઈ નહિ.' મહામાત્યે ઉત્તર વાળ્યો.

ધૈર્યની શાંત મૂર્તિસમા મહામાત્યને મરતી વખતે પણ હસતા જોઇ બિંબિસારની છાતી ફાટી ગઈ. સિંહગર્જના કરતાં તે બોલ્યો: 'સંજય, કયા નિર્માલ્યની તલવાર મહામાત્યને ખભે બેઠી ?'

'નિર્માલ્ય નહિ, મહારાજ, નિર્માલ્ય નહિ. વીર કહો. નીડર કહો. એક નીડર લિચ્છવી જુવાનની તલવાર આ કસાયેલા વૃદ્ધની ખાંધે બેઠી.'

'લિચ્છવી !' દાંત ભીંસતાં બિંબિસાર બોલ્યો: 'પિતૃતુલ્ય મહામાત્ય ! આ આથમતા સૂર્યના શપથ લઈ કહું છું— '

'મહારાજ !' બિંબિસારને આગળ બોલતો અટકાવવા મહામાત્યે માથું ઊંચુ કરી ચીસ પાડી. 'શાંત, મહારાજ, શાંત ! હું કહું તે જ સોગન્દ લેવા વિનંતિ છે. હું કહું તે જ.'

'આપની શી ઇચ્છા છે, વડીલ ? મરીશ, પણ પૂરી કરીશ.'

'મારા શૌર્યમૂર્તિ મહારાજાને હું ક્યાં નથી ઓળખતો ? આપના વચનમાં મને મારા પોતા કરતાં પણ વધારે શ્રદ્ધા છે. સૌથી પહેલાં આપ એક કામ કરવા કૃપા કરો. મારો કાળ નજીક છે. નદીની સામી બાજુએ વૈશાલીની હદ છે. મને વૈશાલીની ભોમ પર સુવાડો. સંજય, મારો વિખૂટો પડેલો હાથ પણ લઈ લે. સત્વર કરો.'

પળનો પણ વિલંબ કર્યા વિના બિંબિસારે સ્વહસ્તે મહામાત્યને તેમની અત્યંત આનાકાની છતાં ઊંચકયા અને સંજયની મદદથી નદીને પેલે પાર એક વૃક્ષ નીચે તેમને સુવાડયા. તેમની નસો તૂટવા માંડી હતી. બિંબિસારના હાથને બળપૂર્વક પકડી ભીષ્મપિતામહસમા મહામાત્ય બોલવા માંડયા: 'આજાનબાહુ ! મારે હવે સત્વર પતાવી દેવું જોઈએ. કેટલાક અણસમજુ લિચ્છવીજુવાનોએ વહેમે ભરાઈ અમારા પર ઓચિંતું આક્રમણ કર્યું. સૌથી પહેલો ઘા મેં ઝીલ્યો. મારો હાથ કપાઈ ગયો,

પરંતુ મેં એ ઘા કરનાર જુવાનો સામે શસ્ત્ર ઉઠાવવાની ના પાડી. બધા માગધી ક્ષત્રિયોને મેં રોકી રાખ્યા. જાણો છો પરિણામ શું આવ્યું ? એકસો કરતાંય વધારે લિચ્છવી તથા માગધી યોદ્ધાઓ એકમેકનો પ્રાણ લેતાં અટકી ગયા. મારી સામે જોઈ દુશ્મનો દુશ્મનાવટ છોડી ચાલ્યા ગયા. મહારાજ, લિચ્છવીઓ સામે સૌથી પહેલો હું આવ્યો હતો, કારણ હું વૈશાલીનો છું. મારો હાથ કપાઈ હેઠો પડયો, ત્યારે આપના પેલા રાજસંન્યાસી મિત્ર ગૌતમબુદ્ધના શબ્દો યાદ કર્યા. મને તેમાં સત્ય જણાયું. લિચ્છવીઓ ઉપર ઘા ન કરવામાં મને એ સત્યનો સાક્ષાત્કાર થયો. એ સત્ય સાંભળી લો. પૃથ્વીનાથ ! લિચ્છવીઓ વીર ક્ષત્રિયો છે. એમની સામે હથિયાર નહિ ઉપાડો તો એ પણ હથિયાર નહિ ઉપાડે. પ્રેમ કરશો તો એ પણ પ્રેમ કરશે. વર્ષો જૂનાં વેર તજશો તો એ પૂરેપૂરા તમારા થઈ રહેશે. મહારાજ ! મારા જીવનની અંતિમ ઇચ્છાઓ બે હતી: મરતાં પહેલાં માગધી અને લિચ્છવીઓને એક થયેલા જોઉં અને બીજી, મરું તો આ મારી જન્મભૂમિ પર જ. બીજી ઇચ્છા તો અત્યારે પૂરી થાય છે, પહેલી ઇચ્છા રહી ગઈ. આથમતા સૂર્યના, આ ગંગાના, આ વૃદ્ધ સેવકની પ્રમાણિક સેવાના શપથ લો મહારાજ કે લિચ્છવીઓને પ્રેમથી જીતવા આપ બનતું બધું કરશો. મને એક જ વાર કહી સંભળાવો દેવ, કે, પ્રેમથી જીતવા આપ આપનું બનતું કરશો. '

મહામાત્યની ઘેરાતી આંખ તરફ જોતો બિંબિસાર બધી શક્તિ એકઠી કરી બોલ્યોઃ ' હું વચન આપું છું વડીલ, લિચ્છવીઓને પ્રેમથી જીતવા હું સંપૂર્ણ પ્રયત્ન કરીશ. આપની જન્મભૂમિને મારી બનાવવા અને મારા રાજ્યને લિચ્છવીઓનું......'

પરંતુ બિંબિસાર વાક્ય પૂરું કરે તે પહેલાં તો બિંબિસારની પ્રતિજ્ઞાનો પૂર્વાર્ધ સાંભળી પુલકિત થયેલો વૃદ્ધ મહામાત્યનો આત્મા પરલોકના પંથે પ્રયાણ કરી ગયો હતો. પીગળી જતા હૃદયને કાબૂમાં રાખી

બિંબિસારે પૂજ્ય ભાવમાં માથું નમાવી દીધું. એક ડૂસકું, એક ચીસ, થોડુંક ક્રંદન—કંઈ જ ન સંભળાયું. પુણ્યાત્માના શબ્દો અને મહારાજાનું અંતિમ વચન: એ બન્ને બધા માગધીઓને સંયમમાં રાખવા સમર્થ થયાં. આજ્ઞા અને આજ્ઞાપાલનની મહત્તાથી તેઓ સુપરિચિત હતા. આંસુ સારતા સંજયે હૈયાને કઠણ કર્યું, મહામાત્યનો છૂટો થયેલો હાથ અને તલવાર તેમની બાજુમાં મૂક્યાં અને પછી યોદ્ધાઓને ચિતા તૈયાર કરવાની આજ્ઞા આપી દીધી.

એક પ્રહરમાં તો અગ્નિદેવે મહામાત્યને ભસ્મ કરી દીધા. ગગનગામી ચિતાની જ્વાળાઓમાં બિંબિસાર, વૃદ્ધનું હસતું મોઢું જોઈ રહ્યો. આંસુનું એક બિંદુ તેની આંખમાંથી સરી પડ્યું. ધીમે રહી તે ગોખવા માંડ્યો: 'લિચ્છવીઓને પ્રેમથી જીતવા હું મારાથી બનતું કરીશ......'

સંજય અને અન્ય યોદ્ધાઓ નતમસ્તક ઊભા રહ્યા હતા. પાછા જવામાં બહુ વિલંબ થાય છે તેનું સ્મરણ આવતાં બિંબિસારે અગ્નિશૈયાને એકવાર છેલ્લું નમન કરી લીધું. ત્રણ દિવસમાં રાજધાનીમાં પાછા ફરવાનું સંજયને વચન આપ્યું અને પછી ઘોડા પર બેસી આમ્રપાલીના પ્રાસાદ ભણી ઘોડાને દોડાવી મૂક્યો. 'પ્રેમથી જીતવા' એ વડીલના શબ્દોએ તેનામાં એક નવો જુસ્સો ઉત્પન્ન કરી દીધો હતો; તેને એક માર્ગ જડી ગયો હતો અને તેટલા માટે જ તે પ્રાસાદ તરફ જલદી ચાલ્યો આવતો હતો.

લગભગ બે પ્રહર સુધી અભિરામે બોબડા બ્રહ્મદત્ત સાથે માથું ફોડયું. નટરાજ વિષે ખરી હકીકત એ બોબડા પાસે ચૂપકીથી કઢાવવા એણે લાખ ઉપાયો કર્યા પણ બ્રાહ્મણ ન બોલ્યો તે ન જ બોલ્યો; આખરે થાકીને અભિરામ આનંદ સાથે ત્યાંથી ચાલી ગયો. તેમની પૂંઠે જ બિંબિસારે પ્રવેશ કર્યો. તેને જોતાં બ્રહ્મદત્તની તાળવે ચોંટેલી

જીભ હાલવા માંડી અને ગભરામણ તથા માનસિક વ્યથાથી રિબાતો બ્રાહ્મણ નિશ્ચેષ્ટ થઈ બિંબિસારના પગે વળગી પડ્યો.

મહામાત્યના મરણના સમાચાર સાંભળી બ્રહ્મદત્તને આશ્ચર્ય ન થયું. ઘવાયેલા મહામાત્યના સમાચાર આપવા જ્યારે તે સંજય પાસેથી નીકળ્યો તે વખતે જ તેને ખાતરી થઈ ગઈ હતી કે મહામાત્યની ઘડીઓ ગણાય છે, છતાં લાગણીવશ થઈ બ્રહ્મદત્ત કંઈ કરી ન બેસે એ ભયે બિંબિસારે તેને ત્યાંથી સત્વર રવાના કરી દીધો અને પછી એક આસન પર બેસી ગહન વિચારમાં ડૂબી ગયો.

ત્યારે બીજી બાજુ આનંદના શયનગૃહમાં વહેમના વંટોળે ચડેલો આનંદ શાંત અભિરામને હજારો પ્રશ્નો પૂછી રહ્યો હતો.

'જે પુરુષ પાસે આવા મૂર્ખ માણસો હોય તેને કેવો સમજવો ?'

'મહાન ધૂર્ત, બેટા ! મહાન ધૂર્ત ! આ નટ જેવો તેવો નથી અને જોજે, રાજવી પણ જેવો તેવો નહિ થાય.'

'મને વહેમ આવે છે, દાદા, મને બહુ જ વહેમ આવે છે.'

'આવે. કેમ ન આવે ? અરે ! તું માણસને ઓળખતાં ક્યારે શીખીશ, આનંદ ?'

'દાદા, કોઈ ભેદી રાજદૂત છે.'

'ભલે હોય !'

'કોઈ જાણભેદુ છે.'

'ભલે રહ્યો '

'દાદા, વિનોદની વાત નથી કરતો. એને સત્વર કાઢવો પડશે—પોતે કોણ છે તે નહીં કહે તો.'

'તો—ને ? વારુ; જો એ શુદ્ધ ને નિઃસ્વાર્થ પ્રેમી હશે તો તું કટકા કરી નાખશે છતાં અહીંથી નહિ ખસે.'

'દાદા, સાચે જ મને ભય લાગે છે. પાલીમાં કલ્પનાતીત પલટો દેખાય છે. ક્યાં વૈશાલીની પાલી અને ક્યાં નંદીગ્રામની પાલી! સૂરજ ચંદ્રમા બની ગયો છે દાદા, ને આગ પાણી; આ પરદેશી ભયંકર છે.'

'પરદેશી અદ્ભુત છે નહિ તો પાલીના મનને મનાવવું હિમાલય ગાળવા જેટલું અશકય છે, એમ તમે બધા માનતા હતા.'

'પરદેશી ક્યાંનો છે એ ખબર પડે પછી જ બીજી વાત. દાદા, હું કાલે પ્રાતઃકાળે પાલીને અહીંથી લઈ જાઉં છું.'

'ના.' કોઈનો અવાજ આવ્યો. આનંદે ચમકી પ્રવેશદ્વાર તરફ જોયું. નત મસ્તકે રેવા ઊભી રહી હતી.

'રેવા!' અભિરામે કહ્યું: 'આવ આવ, કેમ ના કહે છે? આટલી રાતે અહીંયાં? બધું ક્ષેમકુશળ તો છેને?'

'ના વડીલ. આનંદરાજને એકલા વૈશાલી ચાલ્યા આવવાની પિતાજીએ આજ્ઞા કરી છે. દેવીને અહીંયાં જ રાખવાનું કહ્યું છે.'

'શું થયું છે રેવા? કોઈ અશુભ ઘટના બની ગઈ છે?'

ગભરાઈ ગયેલા આનંદે ઉપરાઉપરી પ્રશ્નો પૂછવા માંડ્યા. રેવાએ માથું હલાવી હા કહી અને પછી પાલી માટે કપાઈ મરવા તૈયાર થયેલા રાજપુત્રો, અભયની છાયા નીચે વીફરેલા લિચ્છવી જુવાનો અને સંથાગારમાં અભયે તાત્કાલિક બોલાવેલી લિચ્છવી પરિષદ વગેરેની હકીકત તેણે સંક્ષેપમાં સમજાવી દીધી. પાલીને નંદીગ્રામમાં જ સાચવી રાખવાની મહાનામની આગ્રહભરી સૂચના હતી.

અભિરામ અને આનંદ અન્યોન્ય જોઈ રહ્યા. સંદેશો સંભળાવી રહ્યા પછી રેવા સીધી પાલીના શયનગૃહ તરફ ગઈ. અભિરામને પણ મન થયું કે આનંદ સાથે જ પોતે પણ મહાનામને મળવા નીકળે.

કોઈ મહાન આપત્તિ ઉપસ્થિત થઈ હોવી જોઈએ, નહિ તો મહાનામ આવી આજ્ઞા ન કરે. પરંતુ પાલીની રક્ષા કરવા આનંદે તેને રોક્યો.

તે જ વખતે બિંબિસારે ખંડમાં પ્રવેશ કર્યો. બન્નેએ સહેજ ચમકી તેના તરફ જોયું. ધીમે રહી બિંબિસાર આનંદ પાસે બેસી ગયો અને ઘેરા અવાજે બોલવા લાગ્યો: 'યજમાન, તમે લિચ્છવી છો, પરાક્રમી છો. વચન આપો કે હું જે કહું તે સ્થિર ચિત્તે સાંભળશો. અને મારી વાત સાંભળ્યા પછી કદાચ તલવાર ઉઠાવવાની જરૂર જ પડે તો પ્રહાર કરતાં પહેલાં અને પ્રહાર કર્યા પછી એટલું યાદ રાખશો કે તમારા શુદ્ધ અને નિઃસ્વાર્થ પ્રેમથી ચલિત થયેલો, તમારો જ સ્વજન બનવા ઇચ્છતો, હું એક પરદેશી હતો.'

એટલું કહી તેણે ઝટ દ્વાર બંધ કરી દીધાં. મોં પર ખૂબીથી ચોંટાડેલો બનાવટી રંગ અને વાળ દૂર કર્યાં અને બન્નેની નજીક આવી બન્નેના હાથ પોતાના હાથમાં લઈ તેણે બોલવું શરૂ કર્યું: 'હું કોણ છું તે આપને કહેવા આવ્યો છું.'

આનંદ અને અભિરામ આશ્ચર્યથી તેના તરફ જોઈ રહ્યા.



[ ૧૬ ]

વૈશાલીનું સંથાગાર સ્થાનિક અને સીમાપ્રાન્તથી આવેલા લિચ્છવી સભાજનોથી ઊભરાઈ જતું હતું. આ માસમાં ઉપરાઉપરી ત્રણ વખત પરિષદને આમંત્રેલી હોઈ હમેશ કરતાં જરા વધુ ધાંધલ હતી. પાલી વિષે પ્રસ્તાવ મુકાવાનો છે એ લગભગ દરેક સભાજન અને સંથાગારની બહાર ઊભેલો દરેક પ્રેક્ષક જાણતો હતો. પરંતુ અમુક જુવાનો સિવાય બહુ ઓછાને ખબર હતી કે આજના પ્રસ્તાવ પાછળ અજિત સભાજિત અભયનો મુત્સદ્દી હાથ હતો. પરિણામે લિચ્છવી અગ્રણીઓએ પાલી વિષે અનેક વાતો વહેતી મૂકી હતી અને તેથી ઉલ્કાપાત મચવાની જ દરેક જણ વાટ જોતું હતું.

લિચ્છવીઓ સ્વભાવે તીખા અને આદતે છેલ્લી હદ સુધી જનારા હતા. જિદ્દે ચડેલો લિચ્છવી ઇચ્છેલી વસ્તુ માટે કાં તો જીવ આપતો કે જીવ લેતો. લિચ્છવીઓના યુદ્ધપ્રિય માનસને આ વાત સહજ સ્વાભાવિક લાગતી.

આજે સંથાગારમાં ભેગા થયેલા આવા એક નહિ, પાંચસો લિચ્છવી જુવાનો હતા. અભયે સળગાવેલો અગ્નિ દાવાનળની માફક પ્રચંડ રીતે એક પછી એક જુવાનોના હૃદયમાં પ્રજ્વળવા માંડ્યો હતો; એકેએક રાજપુત્ર પાલી માટે મરવા તૈયાર હતો. લિચ્છવીના

જન્મસિદ્ધ હક્ક માટે, ખુદ સભાપતિ મહાનામને પડકાર કરવા માટે અભયે એવી ચાલાકીથી આ બુદ્ધિશૂન્યોને ઉશ્કેર્યા હતા કે હવે પોતે તેમને સમજાવવા આવે તો તેને તેઓ આખો ને આખો ખાઈ જાય. એક રૂપગર્વિતા સુંદરી માટે લડી મરવાનો પ્રસંગ લિચ્છવી સંથાગારમાં કોઈ અવનવી વાત ન હતી. આજથી ત્રીસ વર્ષ ઉપર આજની દેશનર્તિકા રેણુકા માટે અભયે જાતે વિરોધ ઉઠાવ્યો હતો અને પરિષદમાં જીત મેળવી હતી. આજે પણ તેની જીત હતી.

ચિત્રા નક્ષત્રના તાપે જુવાનોને ગરમ કરી દીધા હતા. કેરી, જાંબુ, દ્રાક્ષ અને કુમળાં કમળોનાં શરબતો સભાજનોમાં વહેંચાતાં હતાં. સંથાગાર ભરાઈ ચૂક્યું હતું; વાર હતી માત્ર સભાપતિ મહાનામની. એક બાજુ જુવાનો અને બીજી બાજુ વૃદ્ધો આજના વિષય ઉપર અનેક તર્કવિતર્કો કરતા હતા.

સભાસદોમાં એવા પણ સભ્યો હતા કે જેઓનાં હૃદયમાં દુઃખ હતું. બધી બાબતોમાં ભલે વિરોધી અભિપ્રાયો રહેતા હોય પરંતુ એટલું તો નિર્વિવાદ હતું કે સભાપતિ મહાનામની નીતિપરાયણતા, ન્યાયપરાયણતા અને શૌર્ય માટે સર્વનાં મસ્તક માનમાં નમી પડતાં; તેમના દુશ્મનો પણ તેમની પ્રશંસા કરતા. અને, વૈશાલીમાં હજુ પણ એક આદર્શ લિચ્છવી તરીકે બધાંની આંખ સૌથી પહેલાં તેમના પર જ મંડાતી.

આવા એક મહાન દેશનાયકની પુત્રીનું ભવિષ્ય ઘરમાં નહિ, સંથાગારમાં ઘડાવાનું હતું. રાજા, ઉપરાજા અને સમાજનાયકો તેના ઉકેલ માટે એકત્રિત થયા હતા. રસાકસી ખૂબ હતી. ઉશ્કેરાટ ભારે હતો. દુઃખ ઊંડું હતું. શરમ ઓછી હતી.

'સભાપતિ હજુ પધાર્યા નહિ.' એક જુવાને ઇશારો કર્યો.

'આવશે, ક્યાં જશે નહિ આવે તો!'

'આ તો પુત્રીનો પ્રશ્ન છે.'

'જાણે મને તો ખબર જ નહિ હોય!'

'તને ક્યાંથી ખબર હોય, પ્રદ્યોત? હજુ તો તું પાલીને પરણવા ગઈ કાલથી તૈયાર થયો છે. પુત્રીના પિતાની મનોવેદના તારાથી નહિ સમજાય.'

'અમ્બટ્ઠ ખરું કહે છે.' ત્રીજાએ કહ્યું: 'આપણો તો પતિ થવાનો વિચાર, માટે આવ્યા છીએ; પિતા બનવાને નહિ.'

'મને લાગે છે, લોકનાયક નહિ આવે.'

'મને લાગે છે, સૂર્યદેવને પશ્ચિમમાં ઊગવાની તું વાત કરે છે.'

'અરે ટૂંકમતિયા! તેઓ ન આવે તો શું પરિષદ ખાલી ઊઠી જશે? ભેગી થયેલી પરિષદે કંઈ કાર્ય કરીને જ ઊઠવું જોઈએ; નહિ તો મારામારી, દુષ્કાળ કે કોઈ ભયંકર કષ્ટ દેશ ઉપર ઊતરી પડશે.'

'અમ્બટ્ઠ ખરું કહે છે. અંતે વાત તો પાલીની જ છેને! નિવેડો લાવવાનો છે આપણે, સભાસદોએ અને પ્રવેણીપુસ્તકની આજ્ઞાનુસાર ચુકાદો આપવા અભયરાજ અહીં જ બિરાજમાન છે! ભલે સભાપતિ ન આવે.'

'જીભને વશમાં રાખ, વસુ! આ સંથાગાર છે. પાલી કોઈના બાપની નથી. અભયરાજે જરાય આઘુંપાછું કર્યું તો હું તેમને ખાઈ જઈશ. એટલા માટે જ આવ્યો છું.' સુધીર બોલ્યો. હમેશાં ઊંચેથી બરાડા પાડતો અને પાલીનો શબ્દ સાંભળતાં દરેક પળે નાચવા માંડતો સુધીર ઉપર્યુક્ત એકએક શબ્દ ચાવીચાવીને, છેલ્લી ટીકા કરનાર યુવકને સંબોધી બોલવા માંડ્યો. તેનું મોઢું ખરેખર ભયજનક દેખાતું હતું.

એવામાં મહાનામ આવતા દેખાયા. સભાપતિની જયઘોષણા વચ્ચે સભાજનો અને પ્રેક્ષકો તેમને સત્કારવા ઊભા થયા.

વૃદ્ધ સભાપતિ કોઈના તરફ આંખ માંડ્યા વિના સર્વેને નમન કરતા, પોતાને આસને બિરાજ્યા. સભામાં શાંતિ પ્રસરી રહી. પ્રારંભમાં પ્રસ્તાવ મૂકનાર નગરશ્રેષ્ઠી બેઠો બેઠો જ લોચા વાળવા લાગ્યો. દેવ જેવા વયોવૃદ્ધ સભાપતિની પુત્રીના સત્યાનાશનો પ્રારંભ પોતાને હાથે કરવા તે તૈયાર નહોતો. ધીમે રહી નગરશ્રેષ્ઠીએ એ પાપ શિલ્પીસંઘના મહાજેટ્ઠકને માથે નાખ્યું. ચતુર મહાજેટ્ઠકે પ્રસ્તાવ મૂકવા સંસ્થાધ્યક્ષને કહ્યું; સંસ્થાધ્યક્ષે શુલ્કાધ્યક્ષને, શુલ્કાધ્યક્ષે સુરાધ્યક્ષને અને સુરાધ્યક્ષે શુનાધ્યક્ષને એ કામ વળગાડ્યું. પરંતુ કાળજા વિનાના પ્રખ્યાત થયેલા શુનાધ્યક્ષ વીરભદ્રની હિંમત પણ આ પ્રસ્તાવ સભા સંમુખ મૂકતાં પહેલાં તૂટી ગઈ.

મહાનામ શાંત ચિત્તે પ્રસ્તાવની વાટ જોઈ રહ્યા હતા. દરેકનાં ભારે મન અને દરેકનો સંકોચ તેઓ સમજતા હતા. ધીમે ધીમે શાંતિનો ભંગ કરતો ગણગણાટ શરૂ થયો. પરંતુ મૂળ પ્રસ્તાવથી સભાને જ્ઞાત કરનાર કોઈ ઊભો ન થયો. છેવટે વૃદ્ધ મહાનામ પોતે ઊભા થયા. સભા ભય પામી. ગંભીર અવાજે તેઓ બોલવા માંડ્યા: 'બંધુઓ! લિચ્છવીઓના સંથાગારમાં છેલ્લા ત્રણ દસકાઓમાં આ પહેલી જ પરિષદ જોઉં છું કે જેમાં લિચ્છવી ગણતંત્ર પ્રસ્તાવ કરવામાં આટલો વિલંબ કરી રહ્યું છે! લિચ્છવીવીરો! આપણું ગણતંત્ર સંસારમાં અદ્વિતીય મનાય છે. લિચ્છવી સંથાગાર સામુદાયિક આજ્ઞા પામેલા ન્યાયને માન આપે છે. આપણા સંથાગારે એકની આજ્ઞા, એકની ઇચ્છા, એકની શક્તિને કદાપિ સ્થાન આપ્યું નથી અને આપશે નહિ. કુલીન વીર પુરુષો! સ્મરણમાં રાખજો, આ જ એક સંથાગાર છે, જેમાં પ્રવેશ્યા પછી ભાઈએ ભાઈને નથી માન્યો, શિષ્યે ગુરુને, પુત્રે પિતાને અને પ્રજાએ રાજાને આજ્ઞા કરનાર સર્વોપરી

નથી માન્યો. લિચ્છવી સંથાગારમાં પગ મૂકનાર લિચ્છવી પોતાનાં વય, સત્તા અને મહત્તા સંથાગારની બહાર મૂકીને આવે છે. અહીંયાં બધા લિચ્છવીઓ છે, સમાન છે, એક છે; અને એટલે જ સંથાગારમાં પ્રવેશનાર સભ્ય નીડર, સત્યવાદી, નિષ્પક્ષપાતી જનતાસેવક અને મૃત્યુને ભેટનારો હોય છે. અહીંયાં પ્રત્યેક સભાસદ એવો આદર્શ લિચ્છવી છે; અને છતાં, આજે લિચ્છવી સંથાગાર શાંત છે, કેમ ? ઉત્તર આપશો ? શું નીડર લિચ્છવી ભય પામતો દેખાય છે ? કે પછી મૃત્યુ સામે સૌથી પહેલાં ધસી જનાર વીર લિચ્છવીને હું આજે કાયર બનતો દેખું છું ? શપથ છે વડીલો અને મહારથીઓ તમને, જો તુચ્છ લાગણીને વશ થઈ તમારા કર્તવ્યથી વિમુખ થાઓ તો ! આ સંથાગારમાં, વૈશાલીના અદ્વિતીય સંથાગારમાં વ્યક્તિગત લિચ્છવીની જિંદગી યા સુખ કરતાં સમસ્ત લિચ્છવીઓના લાભનો પ્રશ્ન હમેશાં વધુ મહત્ત્વનો રહ્યો છે; અને હમેશાં વધુ મહત્ત્વનો રહેશે. પરિષદ અનુમતિ આપે તો પ્રસ્તાવ સત્વર રજૂ કરવાની મારી આજ્ઞા છે.'

સભા શાંત રહી.

કોઈએ વિરોધ દર્શાવ્યો નહિ; એટલે કે સભાના નિયમ મુજબ બધાઓએ મૂક રહી પ્રસ્તાવ માટે તેમની અનુમતિ આપી દીધી. નગરશ્રેષ્ઠી તાળવે ચોંટેલી જીભને ઠેકાણે લાવવા ફાંફાં મારવા લાગ્યો. કારણ પ્રસ્તાવ રજૂ કરવાનું કાર્ય હવે તો તેના શિરે જ આવી પડ્યું. એવામાં અભયરાજ ઊભો થયો અને શ્રેષ્ઠીના જીવમાં જીવ આવ્યો. જુવાન સભાસદો તરફ એક દૃષ્ટિ નાખી અભયરાજ બોલવા માંડ્યો: 'વંદનીય મહાપુરુષો ! જો પરિષદની આજ્ઞા હોય તો આજનો પ્રસ્તાવ હું કહી સંભળાવું.'

'નહિ, નહિ, નહિ !' દૂરથી એક જણાની ચીસ સંભળાઈ. તે સુધીર હતો. હજુ તો જુવાનોને સુલભ વાણી તે અભયરાજને

સંભળાવે તે પહેલાં તેને મહામુસીબતે પકડી રાખનાર એક મિત્રે તેનું મોં બળજબરીથી બંધ કરી દીધું.

'જુવાન! સંથાગારનો પ્રતિનિધિ જ માત્ર અનુમતિ અથવા વિરોધ દર્શાવી શકે. તું પ્રેક્ષક છે.'

સુધીરને હસતાં હસતાં એટલું સંભળાવી જાણે કંઈજ બન્યું ન હોય તેવી સ્વસ્થતાથી અભયે આગળ ચલાવ્યું: 'તો પરિષદની અનુમતિ છે?'

કોઈ બોલ્યું નહિ. અર્થાત્ પરિષદે અનુમતિ આપી દીધી.

'સભાપતિ અને લિચ્છવી ગણતંત્ર!' સંથાગારના નિયમ પ્રમાણે મહાનામને નમી અભયે પ્રસ્તાવ શરૂ કર્યો: 'આપની આજ્ઞાથી હું સર્વ સંમુખ પ્રસ્તાવ રજૂ કરું છું. આ વર્ષે નગરમહોત્સવ અને વસંતોત્સવમાં ગુણ અને રૂપમાં સૌથી ઉત્તમ સ્થાન પ્રાપ્ત કરનાર આમ્રપાલી છે. સભાપતિ! આપની આ સર્વગુણસંપન્ન સુંદરીશ્રેષ્ઠ આમ્રપાલીના હસ્ત માટે અનેક વિખવાદ ઉત્પન્ન થઈ રહ્યા છે. કેટલાય જુવાનો તેને મેળવવા માટે પ્રાણ ગુમાવી બેઠા છે. કુદરતે બક્ષેલા એ અપાર સૌંદર્યે અનેક લિચ્છવી જુવાનોમાં ઇર્ષ્યા, કુસંપ અને ઘેલછા ઉત્પન્ન કર્યાં છે. આજની પરિષદમાં જ સેંકડો જુવાનો પાલી સાથે લગ્ન કરવા ઉત્સુક છે; અને એ દરેક વચ્ચે વિખવાદ અને વૈરની ધૂન પ્રજ્વળી ઊઠી છે. લિચ્છવીઓનાં સંપ અને એકતા ભયમાં ઝોલાં ખાવા માંડ્યાં છે. આ ભયંકર પરિસ્થિતિ વિષે પરિષદે શી આજ્ઞા કરવી તેનો આજની જ સભામાં નિર્ણય કરી લેવાની પરિષદને મારી નમ્ર વિજ્ઞપ્તિ છે.'

અભય આટલું બોલી નિર્લેપ નિર્વિકાર બની પોતાના આસને બેસી ગયો.

સભાસદોની શ્વાસધમણીઓ જોસભેર ધબકારા લેવા લાગી. પ્રસ્તાવ પરત્વે વધુ ચર્ચા થવાનો ઓછો સંભવ હતો.

માત્ર સભાપતિના શબ્દો સાંભળવા જ સભાસદો વધુ આતુર હતા. પ્રસ્તાવ દરેક જણ પહેલેથી જ જાણતું હતું. અભય અને તેના અનુગામીઓને ખાતરી હતી કે વ્યહવારકુશળ વૃદ્ધ મહાનામે પોતાની પુત્રીને બચાવવા જરૂર કોઈ માર્ગ શોધી કાઢ્યો હશે, ત્યારે અભયની હામાં હા ભણી તૈયાર થયેલા ઘણા જુવાન સભાસદો અંદરખાને ઇચ્છતા હતા કે પાલીનો પ્રશ્ન ઊડી જાય તો સારું – જેથી પોતાને લગ્ન કરવાની શુભ ઘડી પ્રાપ્ત થાય.

પરંતુ,

મહાનામના મુખ પર એક પ્રકારની કઠોરતા સ્પષ્ટ દેખાતી હતી. તેઓ ઊભા થયા અને ગંભીર અવાજે બોલવું શરૂ કર્યું:

'પરિષદને જાણ હશે કે કોઈ પણ એક લિચ્છવી પુરુષને લીધે અનેક લિચ્છવી પુરુષો એકતા અને સંપ ભૂલી એકમેકનો દ્વેષ કરવા માંડે, તો તે પુરુષનો ઘાત કરવો જોઈએ, અને જો કોઈ એક લિચ્છવી સ્ત્રીના સૌંદર્યને લઈને એ બધું થાય તો સ્વદેશ માટે પોતાના કૌમાર્યનું બલિદાન આપી તે સુંદરીએ નર્તિકા બનવું જોઈએ. પાલીએ દેશનર્તિકા બનવું પડશે. પરિષદને હું વીનવું છું, પરિષદ અનુમતિ આપે.'

આ વખતે સભા ચૂપ ન રહી. પરિષદની બન્ને બાજુએથી વિરોધી સ્વરો સંભળાવા લાગ્યા. પાલીને પરણવા લગભગ દરેક જુવાન સભ્યે ખુલ્લા શબ્દોમાં બોલવા માંડયું. પ્રૌઢ પુરુષો જરા વધારે છંછેડાયા. જુવાનો અને તેમની વચ્ચે ઉગ્ર વાતાવરણ જામી ગયું. મહાનામે બધાને શાંત પાડયા, પછી સત્તાવાહક અવાજે નગરશ્રેષ્ઠીને પ્રવેણીપુસ્તક વાંચવા આજ્ઞા કરી.

સભાની વચ્ચોવચ્ચ રત્નજડિત બાજઠ ઉપર સોનેરી જાળમાં વિંટાળેલાં તાડપત્રોવાળા પ્રવેણીપુસ્તક આગળ નગરશ્રેષ્ઠી લથડાતે

પગે આવી ઊભો. ધ્રૂજતી આંગળીએ એક તાડપત્રી ઊંચકી ઊંચાનીચા અવાજે વાંચવા માંડ્યું. સભા શાંત થઈ ગઈ.

નગરશ્રેષ્ઠી બોલ્યો: 'દૈવવાણી તેના ચોથા મંડળની નવમી ઋચામાં આજ્ઞા કરે છે......અને ઓ વીર્યવાન પ્રજા! તમારામાંથી કોઈ કુમારી અતિ સુંદર હોય, કે જે સૌંદર્ય તમારા જ બાંધવોને એકમેક તરફ દ્વેષ કરવા પ્રેરે, જેને લઈને તમારા જુવાનો એકમેકનો પ્રાણ લેવા તૈયાર થાય તેને પરણાવવી નહિ; તેને દેશની બહાર પણ ન કાઢી મૂકવી, કારણ લિચ્છવી કન્યા લિચ્છવીઓમાં જ જન્મી લિચ્છવીઓમાં જ મરણ પામે છે. સ્ત્રીની હત્યા કરવી નિર્વીર્ય પુરુષોનું કૃત્ય છે, માટે તેવી રૂપસુંદરી કુમારિકાના સૌંદર્યનો ઉપયોગ દેશસેવા માટે કરવો. તે કુમારિકાએ લગ્ન ન કરવું. દ્વેષથી લડતા લડવૈયાઓ વચ્ચે પ્રેમ ઉત્પન્ન કરવો અને સ્વદેશ માટે પ્રાણાર્પણ કરનાર પ્રત્યેક લિચ્છવીને આનંદ અને સુખ આપવા તેણે નૃત્ય, સંગીત ઇત્યાદિ કલાઓમાં પારંગત થવું અને તે કલાથી પુરુષોને આનંદિત કરી રણક્ષેત્રમાં જવા પ્રોત્સાહિત કરવા. પ્રજાએ તેનું માન જાળવવું. કારણ કે વીર્યવાન પ્રજા માટે પ્રાણ આપનાર પુરુષ કરતાં એ રૂપકુમારીનું બલિદાન ઉચ્ચતર છે.'

નગરશ્રેષ્ઠી પોપટની માફક આટલું પઢી પાછો પોતાને આસને બેસી ગયો. સંથાગારમાં ફરી વિરોધી અવાજો સંભળાવા લાગ્યા. કોઈએ મોટેથી ચીસ પાડી: 'જોઉં તો ખરો, પાલીને કોણ હાથ અડાડે છે તે?'

એ સુધીરની ચીસ હતી. તેના મિત્રે ફરીથી તેનું મોં બંધ કરી દીધું. સભામાં બેઠેલા ચિરંજીવે સુધીર તરફ લક્ષ ન આપ્યું. પાલીનો કટ્ટો વેરી આજે ચિરંજીવ હતો. બધા શાંત નહિ પડે એમ સમજી, મહાનામ પોતાના આસનેથી ઊભા થયા. અભય ઝીણી આંખે અત્યાર સુધી મહાનામને જોઈ રહ્યો હતો, પરંતુ મહાનામનું તેના

તરફ લક્ષ જ ન હતું. હમેશના શાંત અવાજે તેમણે બોલવું શરૂ કર્યું. તેમના અવાજમાં ન હતો કંપ, ન હતી નિર્બળતા, ન હતું વેર. સભા શાંત હતી.

'માનનીય સભાસદો! આજના જેવો પ્રશ્ન અત્યાર સુધી કોઈ સભાપતિ સંમુખ ઉપસ્થિત થયો નથી, એટલે મારી એક જ વિનંતી છે: પાલી મારી પુત્રી હોવાથી, પરિષદનો કોઈ સભ્ય પોતાના સત્ય વિચારો જણાવતા ડગશે તો તે તેના ધર્મથી ડગશે. અને જે લિચ્છવી પોતાના ધર્મથી ડગે છે તેનામાં લિચ્છવીનું લોહી હોય એમ હું માનતો નથી. પરિષદબંધુઓ! પ્રવેણીપુસ્તક અંતિમ નિર્ણય છે. તમને બધાઓને આ પ્રસ્તાવ સર્વાનુમતે માન્ય નથી, એ સ્પષ્ટ દેખાય છે. મારી પ્રાર્થના છે. શલાકાથી મત ગણતરી થાય; જો પરિષદ આમ્રપાલીને સર્વશ્રેષ્ઠ રૂપસુંદરી તરીકે માન્ય કરશે તો તો આમ્રપાલીએ દેશનર્તિકા બનવું પડશે.'

'ના...ના......ના!' સુધીરની એક કારમી ચીસ સંભળાઈ. આ વખતે તેની પડખે ઊભેલા તેના મિત્ર ચિરંજીવના ઇશારાથી એકલું મોઢું જ બંધ ન કર્યું, પણ તેને એક તમાચો પણ લગાવી દીધો.

નગરશ્રેષ્ઠીના પગ ફરીથી ઢીલા થયા. અભયરાજ તેની સામે એકીટસે જોઈ રહ્યો હતો. નગરશ્રેષ્ઠીને આથી જરા હિંમત આવી. તેણે શલાકાઓ વહેંચવા પ્રબંધ કર્યો. શલાકાઓની વહેંચણી દરમ્યાન અને તેની ગણતરી વખતે આખી સભા અનેક તર્કવિતર્ક અને કુશંકાઓ કરતી, શાંત બેસી રહી હતી. અંતે પરસેવાથી રેબઝેબ થતા નગરશ્રેષ્ઠીએ સભા વચ્ચે બોલવા માંડયું: 'પૂજ્ય સભાપતિ અને લિચ્છવી ગણતંત્ર! આજ્ઞાનુસાર, પરિષદનો મત સાંભળવા સહુ કૃપા કરે. પરિષદ......પરિષદ સર્વાનુમતે પાલીને ઉત્તમ રૂપસુંદરી તરીકે સ્વીકારે છે.'

'ધન્ય છે પરિષદ! ધન્ય છે લિચ્છવીઓ! ધન્ય છે ગણતંત્ર!' મહાનામે એક પ્રકારની શાંતિ અનુભવતાં ઊંચે સ્વરે કહ્યું: 'લિચ્છવી સંથાગારમાં આવો જ ન્યાય હોવો જોઈએ. મને જોયા વિના આપના હૃદયની સત્ય વાત આ પથ્થરની શલાકાઓ દ્વારા આપે સભા સંમુખ મૂકી. સર્વાનુમતે પરિષદ સ્વીકારે છે કે પાલી સૌંદર્યમાં શ્રેષ્ઠ લિચ્છવી કન્યા છે. હું પ્રવેણીપુસ્તકના આદેશાનુસાર હવે પ્રસ્તાવ મૂકું છું કે પાલી આવતી પૂર્ણિમાથી દેશનર્તિકા બને. પરિષદને પ્રસ્તાવ માન્ય હો!'

આખી સભામાં અરેરાટી પ્રસરી ગઈ.

સૌથી વધુ ચોટ લાગી અભયને! એને ખાતરી હતી કે મહાનામ પાલીને બચાવી લેશે. મહાનામની ન્યાયપ્રિયતા માટે તે લોહવત્ ઠંડો થઈ ગયો. પરંતુ વૃદ્ધ સભાસદોની આંખમાં આંસુ આવી ગયાં. પુત્રીઓના પિતાના હૃદયમાં વજ્રાઘાત થયો. અને પાલી માટે મરી પડનારા અને અભયના શબ્દોથી ઉન્મત્ત બનેલા જુવાનો સ્તબ્ધ બની માત્ર બેસી રહ્યા.

થોડી વાર સભામાંથી કોઈ કંઈ ન બોલ્યું. મહાનામનાં ધર્મ-ભાવના અને આત્મસમર્પણ સામે દરેક સભાસદે મસ્તક નમાવી દીધાં.

પરિષદ મૂંગી રહી.

મૂંગા રહીને પરિષદે પ્રસ્તાવને માન્ય રાખ્યો. સભાપતિએ પૂર્વવત્ શાંતિ ભર્યા અવાજે કહ્યું: 'કોઈનો વિરોધ નથી. પૂજનીય પરિષદ! વંદનીય પરિષદ! અભિવાદનીય પરિષદ! પરિષદની સંમતિથી હવે હું નગર, પ્રાંત, અપરાંત, ગ્રામ, નિગમની લિચ્છવી જનતા માટે લિચ્છવી ગણતંત્ર સંમુખ આજ્ઞા કરું છું કે આવતી પૂર્ણિમાએ આમ્રપાલી દેશનર્તિકા બનશે. વૈશાલીનો જય હો! લિચ્છવીઓનો જય હો.' અને તુરત સભામંડપમાં ગગનભેદી જયજયકાર થયો.

'મહાનામ સિંહરાજનો જય! સર્વશ્રેષ્ઠ લિચ્છવીનો જય! લિચ્છવી ગણતંત્રનો જય હો! અમર રહો ગણતંત્ર!'

જયજયકાર વચ્ચે પરિષદ વિસર્જન થઈ અને મહાનામ મંદ ગતિએ સંથાગારની બહાર સર્વને નમન કરતા નીકળ્યા. સંથાગારની બહાર આવી પહોંચતાં એકાએક સુધીર તેમની સામે ધસી આવ્યો. તેનું સ્વરૂપ રૌદ્ર હતું, આંખો લાલ હતી. મુખની મુદ્રા પર ચોખ્ખું દીવાનાપણું દેખાતું હતું.

મહાનામ સામે ઊભા રહી તેણે ચીસ પાડી: 'મૂર્ખ! વૃદ્ધ. નિર્દય! થૂ! થૂ!'

સુધીર પશુ બની શ્રેષ્ઠ લિચ્છવીના મોં પર થૂંક્યો. વૃદ્ધ મહાનામ અટકી ગયા. સુધીર સામે એક સ્મિતભરી નજર નાખી તેમણે હાથવડે મોં લૂછી નાંખ્યું. સુધીર એ નજર ન જીરવી શક્યો. એણે મોં ફેરવી લીધું. એવામાં કોઈકે સુધીરનું મોઢું પકડી જોરથી એને હડસેલી દીધો. મહાનામે જોયું કે હડસેલનાર જુવાન આનંદ હતો. આછાં આંસુભરેલી આંખે તેમણે કહ્યું: 'આવી પહોંચ્યો આનંદ?'

'હા પિતાજી, પરિષદનો પ્રારંભ થતાં જ હું આવી પહોંચ્યો હતો.'

લિચ્છવી અગ્રેસરોની વચ્ચે ઊભા રહી પિતાપુત્ર માત્ર એટલું જ બોલી શક્યા. બન્નેમાંથી કોઈ આગળ ન બોલી શક્યું. બન્નેના મનમાં અસહ્ય વેદના હતી. આનંદનું હૃદય કપાતું હતું. વૃદ્ધનું હૃદય કપાઈ ચૂક્યું હતું. આનંદે પિતાને ટેકો આપતાં તેમને રથમાં બેસાડ્યા.

મહાનામ પર થૂંકેલો સુધીર ચિરંજીવના લોખંડી હાથોમાં ભીંસાયેલો હતો છતાં ચીસો પાડી હસતો હતો. તેણે પૂરેપૂરું મગજ ગુમાવી દીધું હતું. એવામાં મેદની વચ્ચેથી ગંદા વસ્ત્રોમાં સજ્જ એક બીજો જુવાન તેની સામે આવી જોરથી હસવા માંડ્યો: 'પાગલ મૂર્ખ! અરે હું પાલી છું—હું!' અને એટલું કહી પાગલ થયેલ

અને જોરથી ચીસો પાડતા સુધીર તરફ જોઈ એ ફરી હસવા લાગ્યો. એ હતો પેલો રોતીસૂરત ભટ્ટી.

મહાનામનો રથ ચાલતો થયો. તેની પૂંઠે જયજયકારો અને જયજયકારોને ભેદતી સુધીરની ચીસ અને ભટ્ટીનું હાસ્ય સંભળાતાં હતાં. અને એ બન્ને પાગલોની પાછળ ઊભો હતો અભય –પરાજિત, અપમાનિત, તિરસ્કૃત. અને છતાં તેના મોઢા પર એ જ વિષપૂર્ણ હાસ્ય હતું.

શયનગૃહમાં પહોંચતા સુધી મહાનામે અદ્ભુત ધૈર્ય ધારણ કર્યું હતું; પરંતુ શય્યા પર બેસતાં વેંત થાક, દુઃખ, તીવ્ર માનસિક પીડા અને તિરસ્કારથી દુઃખી થઈ તેઓ ઢળી પડ્યા. આનંદે આખી પરિષદની ધમાલ જોઈ હતી. લિચ્છવી જુવાનોમાં તેના જેવા પરાક્રમી યોદ્ધા આંગળીને વેઢે ગણાય તેટલા હતા છતાં તેણે મૌન જ સેવ્યું હતું. તેણે અજબ સહનશીલતા તે સમયે દેખાડી હતી. પિતાનાં કેટલાંય મંતવ્યોની વિરુદ્ધ હોવા છતાં પિતાએ શિખવાડેલી શિસ્ત અને પિતાએ કરેલી આજ્ઞા તેણે કદી ઉથાપ્યાં ન હતાં. પિતાનું અસહ્ય દુઃખ પોતે પણ અત્યારે અનુભવી રહ્યો હતો. મહાનામ વિચારમાં પડ્યા હતા. આ તેમની હાર હતી કે જીત! મયૂરપિચ્છના પંખાથી પવન ઢાળતાં ધીમેથી આનંદે કહ્યું: ‘પિતાજી!’

મહાનામે આંખો બંધ રાખી, આનંદનો હાથ પોતાની છાતી પર મૂક્યો. અને બોલ્યા: ‘કહે કે મેં પાલીને મારી નાખી, બેટા!’

‘ના, આપે વૈશાલીને આજે નવું જીવન આપ્યું, બાપુ! વૈશાલી ગર્વભેર આજે સમસ્ત સંસારને સંભળાવશે કે હસતે મોઢે પુત્રીનું બલિદાન આપનાર પિતા માત્ર લિચ્છવીઓ જ ઉત્પન્ન કરી શકે છે. પરંતુ પિતાજી......’

‘શું બેટા?’

'કંઈ નહિ.'

'તારા પિતાના શપથ છે તને. બોલ.'

'પિતાજી, અવિનય માટે ક્ષમા માગું છું.' એટલું કહી આનંદ અટકી ગયો. જાણે મનમાં ઊઠતા પ્રચંડ તોફાનને શાંત કરવા તે પ્રયત્ન કરતો હતો. આખરે મનમાં દબાવી રાખવા ઇચ્છેલી વાત બહાર આવી ગઈ. તે બોલ્યો: 'બાપુ, સામુદાયિક આજ્ઞાને માનવી એમાં જ આપણા દેશનું કલ્યાણ અને લિચ્છવીઓનું ગૌરવ છે...... પરંતુ......પરંતુ પરિષદે મારી બહેનને કરેલી આજ્ઞા અનાર્ય છે, અનીતિપૂર્ણ છે, અધર્મી છે. દેશ માટે બલિદાન આપવામાં હું સંમત છું, પરંતુ મારી બહેનને મારી જ આંખો સામે વિના અપરાધે વારાંગના બનતી હું નહિ જોઈ શકું, પિતાજી.'

'બસ, આનંદ! બસ બેટા. લિચ્છવીના જીવનમાંથી ન્યાય, નિઃસ્વાર્થીપણું અને પૂર્વજોએ દીધેલ ધર્મ અદૃશ્ય થઈ જશે તે દિવસે વૈશાલીનગરી રસાતાળ જશે. પરિષદે જે કર્યું અને સંથાગારમાં જે થયું તે દરેક લિચ્છવીએ લિચ્છવીઓ માટે કર્યું છે અને તે દરેક લિચ્છવીને વિના વિરોધે શિરોમાન્ય છે. પરમ પવિત્ર પ્રવેણીપુસ્તક વિરુદ્ધ બોલતાં સંભાળ રાખજે બેટા—દેશદ્રોહી, આત્મદ્રોહી અને ઘોર અપરાધી બનીશ......ઘોર અપરાધી.'

જવાબમાં આનંદ ચૂપ રહ્યો.

વૃદ્ધના કપાળે પરસેવો વળતો હતો. આનંદે હળવે રહી પસીનો લૂછયો અને વહાલથી પરંતુ ગળગળા અવાજે બોલ્યો: 'હવે શી આજ્ઞા છે, બાપુ?'

'પાલીને અહીં લઈ આવ, દીકરા; બને તેટલી ત્વરાથી.'

'જેવી આજ્ઞા બાપુ! પરંતુ આપે હમણાં તેને ત્યાં જ......'

'સંથાગારમાં થનાર પ્રસ્તાવની મને ખબર પડી ગઈ હતી

એટલે મેં તેને ત્યાં રાખવા કહ્યું હતું......આનંદ, વિલંબ ન કર, પાલીને જલદી લઈ આવ.'

'જેવી આજ્ઞા. હમણાં જ નીકળું ?'

'હા.'

મહાનામે પોતાનું મૃત્યુ સમીપ આવતું દેખી પાલીને સત્વર લઈ આવવા કહ્યું હતું—પરંતુ કારણ આનંદથી ગુપ્ત રાખ્યું.

આનંદને ભય હતો કે પાલી અને પેલો નટરાજ કોઈ ઉતાવળું પગલું ભરી બેસશે તેથી તે જલદી જવા માગતો હતો—પરંતુ આ કારણ તેણે પિતાથી ગુપ્ત રાખ્યું હતું.

નંદીગ્રામ જવા માટે આનંદ પિતાની શૈયા પરથી ઊભો થયો ત્યારે રસ્તા પર પાગલ થયેલા સુધીરની દૂરથી ચીસ સંભળાવા માંડી: મૂર્ખ ! નાપાક ! કાપુરુષ !

મહાનામે ઉઘાડેલી આંખ ફરી બંધ કરી દીધી. તેમની છાતીમાં બરછીઓ લાગતી હતી.

સુધીરની ચીસો ધીમે ધીમે નજીક આવતી ગઈ અને સ્પષ્ટ સંભળાવા માંડી અને થોડી વાર રહી પાછી ધીમે ધીમે દૂર જતી ગઈ અને અશ્રાવ્ય બની ગઈ. તેની ચીસોની સાથે લોકમેદનીના વિવિધ ટીકાપ્રહારો પણ સંભળાતા હતા. દાંત ભીંસી આનંદ મહાકષ્ટે બધુ સાંભળી રહ્યો હતો.



## [૧૭]

**વેદાંતીના** પગ આગળ નમી પાલી અને બિંબિસાર જ્યારે આશીર્વાદ માગી રહ્યાં હતાં, ત્યારે બિંબિસારનું ધ્યાન આશીર્વાદ કરતાં બીજા વિચારમાં વધુ ડૂબ્યું હતું. દિગ્મૂઢ બની તે વિચારતો હતો કે પાલીએ તેની સાથે લગ્ન કરવા હા કેવી રીતે પાડી ! ફરીથી તે તરતમાં બની ગયેલા પ્રસંગોને યાદ કરવા લાગ્યો. પ્રાતઃકાળ પહેલાં વૃદ્ધ અભિરામે તેને એકાએક જગાડ્યો. સૂર્યોદય પહેલાં ગ્રામની બહાર વેદાંતી સમક્ષ લગ્નક્રિયા થઈ. અને સૂર્યોદય પછી પાલી અને બિંબિસાર પતિ–પત્ની તરીકે વેદાંતીના પગ આગળ નમી આશીર્વાદ માગી રહ્યાં હતાં. આ બધી ઘટનાઓ એક પછી એક એટલી ઝડપથી બની ગઈ હતી કે બિંબિસાર ખરેખર મૂઢ બની ગયો. વેદાંતીએ તેમને આશીર્વાદ આપ્યા અને પછી બન્ને જણ તેમની પૂંઠે ઊભેલા અને આંસુ સારતા અભિરામના પગ આગળ નમી પડ્યાં. અભિરામે એક ડૂસકું ખાતાં બન્નેને છાતી સરસાં ચાંપી દીધાં.

ખરું જોતાં આ બધી ધાંધલ કરનાર અભિરામ જ હતો. બિંબિસાર કોણ છે તે કોઈને પણ કહ્યા વિના, બન્ને દેશોના હિત માટે પાલી–બિંબિસારનાં લગ્ન થવાં જ જોઈએ એવો વેદાંતી સાથે

નિશ્ચય કરી, બન્નેને વેદાંતી સંમુખ તેણે પરણાવી દીધાં હતાં. એટલે એ ચાર જીવો સિવાય કોઈ નહોતું જાણતું કે પાલી પરણી ગઈ.

રાત પડી.

એ જ રાત. ચાંદા તારિકાઓવાળી રાત. પાલીના સુખની આજે અવધિ હતી. લગ્નની પહેલી રાત માટે ઇન્દ્ર પણ મનુષ્ય થવા લલચાય તો પછી મનુષ્યની તો વાત શી ? ગુપ્ત રીતે થયેલું લગ્ન રેવાથી છાનું નહોતું રહ્યું. શયનગૃહની સજાવટ બદલાઈ ગઈ. રાતના અવનવા શણગાર તૈયાર થયા. અને જ્યારે રાતે શયનગૃહમાં બિંબિસારે પગ મૂકયો અને પાલી તેના ચરણમાં ઢળી ત્યારે તો સંસારે નવું જ રૂપ લીધું. બિંબિસારે પાલીને ઉઠાડી પોતા ભણી ખેંચી. પાલી ધ્રૂજી ઊઠી. બિંબિસારે તેને બાહુપાશમાં જકડી લીધી. હોઠ હોઠને અડયા. હૈયું હૈયાને. પછી પાલીને બિંબિસારે હાથમાં ઉઠાવી લીધી—પેલી ગંગાવાળી ટેકરી પર ચડતાં ઉઠાવી હતી તેમ. પાલીએ આંખો બંધ કરી દીધી હતી. જાણે સમસ્ત સંસાર તોફાને ચડયો હોય અને તે જોયા વિના જ માત્ર અનુભવવા ઇચ્છતી હોય ! બિંબિસાર થોડીક ક્ષણ તેની સામે જોઈ રહી, ધીમી ગતીએ શૈયા તરફ વળ્યો.

પાલીની આંખ ઊઘડી ત્યારે તેની દુનિયા બદલાઈ ગઈ હતી. મોઢું ફેરવી તેણે પોતાની પડખે સૂતેલા કાંતિમાન બિંબિસારને જોવા માંડયો. કેટલો સુંદર ચહેરો ! કેટલું તેજ ! તેણે ધીમે રહી બિંબિસારના વક્ષઃસ્થળ ઉપર પોતાનું માથું ઢાળી દીધું અને આંખો બંધ કરી ચૂપચાપ પડી રહી. સવારની મીઠી નિદ્રામાં પડેલા બિંબિસારનો હાથ તેના ગળાની આસપાસ વિંટળાયો. પાલી એમને એમ પડી પડી વિચારોના હેલે ચડી.

મુહૂર્ત જતું રહેવાનું બહાનું કાઢી વૃદ્ધ અભિરામે કેમ તેને

લગ્ન કરવા આગ્રહ કર્યો? પોતે તેને સહજ કેમ માની બેઠી? અજાણ્યા બિંબિસારને તે પરણવા કેમ તૈયાર થઈ? અરે, પરણી ગઈ—ભાઈ, અને પિતાને પૂછ્યા વિના? 'પૂછપરછ કર્યા વિના હમણાં પરણી જા' એવા અભિરામના શબ્દોમાં એકાએક વિશ્વાસ તેને કેમ બેસી ગયો? તેનો ગુસ્સો ક્યાં ગયો? તેનો નિશ્ચય? આ પ્રશ્નોના ઉત્તર શોધવા પાલી વ્યર્થ ફાંફાં મારવા લાગી. મૂછો અને દાઢી વિના ઊંઘતા બિંબિસારની મોહકતા અનેકગણી વધી ગઈ હતી. તેને જોતાંજોતાં પાલીએ પુનઃ આંખો મીંચી દીધી.

પ્રાતઃકાળ થઈ ગયો.

નિત્ય નિયમ મુજબ, ગંગાવાળી ટેકરી પર બેસી બન્ને વાતે વળગ્યાં. પાલી બોલી: 'હવે મને કહો, તમે કોણ છો?'

બિંબિસાર ચમક્યો. બાઘાની માફક પાલી સામે જોઈ રહેતાં તે બોલ્યો: 'દાદાએ તને નથી કહ્યું?'

હવે પાલી બાઘાની માફક જોઈ રહી, બોલી: 'દાદા જાણે છે?'

'હા, અને આનંદરાજ પણ જાણે છે હું કોણ છું તે.'

'અને હું જ એકલી અજાણ રહી ગઈ? મારાથી કેમ છુપાવ્યું?'

'જ્યારે મેં કહેવા નિશ્ચય કર્યો ત્યારે દાદાએ અને આનંદરાજે મને રોક્યો.'

'લગ્ન પહેલાં ન કહેવામાં ભેદ હતો?'

'હા. બે રાષ્ટ્રોનો પ્રશ્ન હતો.'

'એટલે?' પાલી એટલું બોલી અટકી ગઈ. તેની નજર કરડી બની, તેને વહેમ પડ્યો, અને તે ખરો પડ્યો. તે બોલી: 'તમે માગધી છો? કહો, બોલો? તમે માગધી છો?'

'હા પાલી. હું માગધી છું. માગધીઓનો સ્વામી. હું બિંબિસાર છું.'

'બિંબિ......વજ્જીઓનો અને લિચ્છવીઓનો કટ્ટો શત્રુ?'

'હવે લિચ્છવીઓનો સંબંધી–મિત્ર'

'બસ. એક શબ્દ વધુ ન બોલતા.' કહી પાલી ઊભી થઈ ગઈ. તેનું શરીર બળી જતું હતું. જાણે કોઈએ તેને સ્વર્ગના ઉન્નત શૃંગ પરથી નરકની ગર્તામાં ગબડાવી દીધી–અવમાનિતા, હતગૌરવા.

'પાલી, મારા થોડાક શબ્દો સાંભળી લે, પછી જે શિક્ષા આપશે, તેનો હું ખુશીથી સ્વીકાર કરીશ.'

'દુશ્મન સાથે હું બોલવા નથી ઇચ્છતી.' પાલીએ મોં ફેરવી લઈ બોલવા માંડ્યું. 'દ્રોહી, કપટી, સ્વાર્થી, કાયર!' કહેતાં કહેતાં તો તેની આંખમાં અશ્રુ આવી ગયાં. બિંબિસાર તેની નજીક આવી બોલ્યો 'પાલી, એક વખત મારી વાત તો સાંભળી લે. વૈશાલી અને રાજગૃહ, લીચ્છવી અને માગધી એ બન્નેને એક કરવા એક જ રસ્તો છેઃ પ્રેમથી એકમેકને જીતવા માગધીઓ અને લિચ્છવીઓની એક નજીવી તકરારમાં અકસ્માતે ભાગ લેતાં મારા મહામાત્યે પ્રાણ ગુમાવ્યો, પરંતુ મરતાં પહેલાં મને આ એક મંત્ર શિખવાડી ગયા. એ મંત્ર મેં આનંદરાજને સમજાવ્યો, અને વૃદ્ધ અભિરામ તથા તપસ્વી વેદાંતાએ તેનો સાક્ષાત ઉપયોગ કર્યો. પાલી, આજથી હું તારા વિના નિષ્પ્રાણ છું. આપણે બે એક છીએ. રાજગૃહની પટ્ટરાણી બની તું લિચ્છવીઓને પ્રેમ કરતાં શિખવાડી શકીશ. વૈર ભુલાશે, સ્નેહ પ્રગટશે, અને થોડાક જ ભોગથી હમેશની કટુતા અને હમેશનો વિખવાદ અદશ્ય થઈ જશે. મારી જાતને અને મારા રાજ્યને બચાવવા મને એક જ માર્ગ સૂઝ્યો કે મારે તારી સાથે લગ્નથી જોડાવું, અને મને અને લિચ્છવીઓને સુરક્ષિત કરવા તારે માટે એક જ ઉત્તમ માર્ગ હતો—તારે મારી સાથે લગ્ન કરવું. હવે સ્વીકાર કે ન સ્વીકાર.'

પાલી દિગ્મૂઢ બની સાંભળી રહી. પ્રેમ સાથે રાષ્ટ્રોના ઉદ્ધારની વાત સાંભળી તે એકદમ શાંત બની ગઈ. પરંતુ તેનો રોષ જલદીથી

શાંત ન થયો. બિંબિસારે તેનો હાથ પકડી હળવે રહી તેના કાનમાં કહેવા માંડ્યું: 'મગધની મહારાણીને આવો કોપ જ શોભાસ્પદ છે. મહારાણીનો એ ધર્મ છે કે ભૂલેલાને ક્ષમા આપવી. સાથે સાથે મહારાણીને એટલી વિનંતિ છે કે મહારાણી આવતી કાલે જ અહીંથી રવાના થવાની આજ્ઞા કરે, કારણ માગધીપ્રજા તેની મહારાણીને મળવા બહુ ઉત્સુક બની ગઈ છે.'

'હું મહારાણી નથી.'

'માગધીપ્રજા નથી માનતી.'

'મેં માગધીપ્રજા જોઈ નથી.'

'પ્રજાના પ્રતિનિધિને તો જોઈ રહ્યાં છો.'

'મને હસાવવા પ્રયત્ન ન કરો.'

'વારુ. રડાવવા પ્રયત્ન કરીશ. આવતી કાલે આનંદરાજ આવે એટલી જ વાર.'

'અર્થવિહીન વાતો મારે નથી સાંભળવી.'

'હું ગૂઢાર્થવાળી વાત કરું છું. આનંદરાજે અત્યાર સુધીમાં પિતાને આપણા લગ્નની વાત કરી દીધી હશે. આવતી કાલે તેઓ અહીં આશીર્વાદ આપવા પધારશે. પછી આપણે બન્ને અહીંથી નીકળી પડશું; તે વખતે, ભાઈ, બાપુ અને દેશને છોડી જતાં મગધની મહારાણી જરૂર રડી પડશે; મારે રડાવવાનો પ્રયત્ન સુદ્ધાં નહિ કરવો પડે. કહો, હવે મહારાણીની શી આજ્ઞા છે?'

પાલી આંસુભરી આંખે તેના તરફ જોઈ રહી. પાલી ક્રોધમાંય સુંદર લાગતી, રડતાંય સુંદર લાગતી હતી. બિંબિસારે ઝડપથી તેને છાતી સરસી ચાંપી લીધી......બિંબિસારના સ્પર્શે પાલીનો ક્રોધ અને શક્તિ શિથિલ બની ગયાં, તેની ભીંસમાં તે પડી રહી—સર્વસ્વ સમર્પણ કરીને.

'પાલી, કાલે પ્રયાણ કરીશું?'

'હા.'

'અને તું મુખ્ય રાણી બનીશ?'

'તો બીજી રાણીઓ પણ છે?'

'રાણીઓ હશે. મહારાણી એક જ છે—પાલી.'

'હું મહારાણી નહિ બનું.'

'હજુ રોષ શમી ગયો નથી? દેવી, અપરાધ ક્ષમા નહિ કરો?'

'દુશ્મનને ક્ષમા?'

'માગધીઓ દુશ્મનોને ક્ષમા આપે છે. માગધીઓની મહારાણી એક માગધીને ક્ષમા નહિ આપી શકે?'

પાલીની આંખ ફરી ભીની થઈ. નમીને પણ જીત મેળવનાર બિંબિસાર પર તે વારી ગઈ, પરંતુ બહારથી એટલી જ ખુમારી રાખી બિંબિસારના હાથોમાં ભીંસાયેલી રહી બોલી: 'મહારાણી ક્ષમા નથી કરતી. સજા કરે છે.'

'જેવી આજ્ઞા. પરંતુ કઈ સજા?'

'યોગ્ય સમયે યોગ્ય સજા થશે.'

એટલું કહી તેણે આંખો મીંચી લીધી. એ આવાહન હતું.

'જેવી મહારાણીની આજ્ઞા.' બિંબિસાર ધીમેથી બોલ્યો, અને પાલીને ચૂમી લીધી.

સાંજ પડી.

અતિશય શ્રમિત થયેલો આનંદ નંદીગ્રામમાં આવી પહોંચ્યો ત્યારે સૌથી પહેલો મળ્યો અભિરામને; પરંતુ ગુપ્ત લગ્નની જ્યારે અભિરામે વાત કરી ત્યારે આનંદ જ્યાં ઊભો હતો ત્યાંને ત્યાં જ બેસી ગયો. અતિશય માનસિક કષ્ટથી તેને તમ્મર આવી ગયાં.

'દાદા, આપણી પાલી મરી ગઈ.'

એટલું કહી આનંદે અભિરામને બધી હકીકત કહી સંભળાવી.

વૃદ્ધ દિંગ થઈ ગયો.

આનંદે પ્રાસાદમાં પગ મૂક્યો અને પાલી તથા બિંબિસારને ભેટચો.

બહેનને મળતાં તેના હૃદયમાં અપાર વેદના થવા લાગી; પછી તેનો હાથ પકડી તેને એકલીને તે પોતાના ખંડમાં લઈ ગયો અને દરવાજા બંધ કરી દઈ કરડા હોઠ કરી પાલી સામે જોઈ રહ્યો.

જીવનમાં પહેલીવાર પાલી પોતાના ભાઈથી ડરી ગઈ. લિચ્છવીઓ અને માગધીઓના રાજકીય સંબંધનો ખ્યાલ કરી પાલીને હમણાં તો ગુપ્ત રીતે રાજગૃહે લઈ જવી અને પછી બન્ને રાષ્ટ્રોનું હમેશનું વૈર દૂર કરવાની એક યુક્તિ બિંબિસારે આનંદને કહી હતી. પરિણામે આનંદ આવે કે સત્વર નંદીગ્રામમાંથી બન્નેને વિદાય કરવાની બધી તયારીઓ પણ થઈ ગઈ હતી. કદાચ પિતાજી નથી આવ્યા, કદાચ ભાઈનો વિચાર બદલાઈ ગયો હોય, કદાચ પોતે બધાંને હમેશ માટે છોડીને ચાલી જવાની છે, એટલે તો ભાઈની આવી મુખમુદ્રા નહિ હોય ?

‘ભાઈ, શું થયું વૈશાલીમાં ? પિતાજી કેમ ન આવ્યા ? મારો અપરાધ તો નથી થયો ?’

‘હા. મોટો અપરાધ થયો છે. અક્ષમ્ય અપરાધ. તું સ્ત્રી કેમ બની ? અને બની તો આટલી સુંદર કેમ બની ?’

‘ભાઈ!’ પાલી આનંદ પાસે દોડી ગઈ. તેના મોઢે હાથ મૂક્યો. પરંતુ આનંદે એટલી જ સખ્તાઈ રાખી તેના હાથ મજબૂત પકડચા અને તેને ખેંચી, નીચે બેસાડી, દાંત ભીંસતાં બોલ્યોઃ ‘નિર્ભાગી ! તું વૈશાલીમાં કેમ જન્મી ? એક લિચ્છવીની પુત્રી કેમ બની ?’

સખ્તાઈ અને કોપને લીધે આનંદની આંખમાંથી આંસુ સરી

પડ્યાં. એક ચીસ પાડી પાલી તેને કંઠે વળગી પડી અને બોલીઃ 'બંધુ, મારા અપરાધ માટે પ્રાણત્યાગ કરતાં મને જરાય સંકોચ નહિ થાય, પરંતુ સ્પષ્ટ વાત કરો. શું બન્યું છે?'

'હું તને મારી નાખવા આવ્યો છું. તારું ગળું મરડી નાખવા. ના, ના......તને એવી રીતે મારી નાખવા આવ્યો છું કે તું હજાર વાર જીવી હજાર વાર મૃત્યુ પામે તો પણ એની સરખામણીમાં ન આવે. પાલી, બહેન, આજથી સમજી લે કે તું જીવતી નથી. મરી ગઈ છે.'

'મરતાં મને આવડે છે, ભાઈ. સમય આવ્યે પ્રાણ કાઢી નાખતાં નહિ ડરું. પરંતુ એટલું તો સમજાવો કે વૈશાલીમાં બધા મને મારી નાખવા કેમ ઉત્સુક બન્યા છે? હજુ હું મરી નથી. કહી દો, ભાઈ, અટકો નહિ; હું પણ લિચ્છવી છું.'

'એટલે જ હું તને સંભળાવી શકીશ. તું ગઈ કાલથી મહાનામની નહિ, સમસ્ત વૈશાલીની, સમસ્ત લિચ્છવીઓની બની ચૂકી છે, અને પિતાજીએ તને સ્વહસ્તે વિનાસંકોચે પરિષદને અર્પણ કરી દીધી છે.'

પાલીનું જાણે હૃદય બંધ પડી ગયું.

આનંદના હોઠ કાંપવા માંડ્યા. તેનો અવાજ તીક્ષ્ણ બન્યો. ચીસ પાડી તે બોલ્યોઃ 'સાંભળી લીધું, પાલી? તું, મારી બહેન, મહાન મહાનામ લિચ્છવીની પુત્રી વારાંગના બની છે. લિચ્છવીઓનું આદર્શ બલિદાન! વૈશાલીનું ગૌરવ અને કલંક!'

પાલી તે જ વખતે મરી ગઈ હોત તો વધુ સારું થાત; પરંતુ પાલી ન મરી ગઈ. લિચ્છવી હતીને! નિષ્ક્રિય બની ગયેલી તેની ઇંદ્રિયો ધીમે ધીમે ગતિમાન થઈ. જાણે કોઈ અંધારી ખીણમાં વેગથી ગબડી પડ્યા પછી ધીરે ધીરે તેને ભાન આવવા લાગ્યું. અંધકારમાંથી અજવાળામાં આવવા તે ફાંફાં મારવા

લાગી અને દૂર દૂર કોઈ ઝાંખા આછા પ્રકાશના આભાસને લક્ષ્ય કરી આસપાસનો અંધકાર ભૂલી ગઈ. તેનો અવાજ ગંભીર બન્યો, સ્થિર બન્યો અને તે બોલીઃ 'શી આજ્ઞા છે, ભાઈ?'

આનંદનું કઠિન હૃદય ઓગળી ગયું. વારાંગના બનતાં પહેલાં તેણે પોતાની બહેનને વીરાંગના બનતાં જોઈ. તેની છાતી છરીઓથી જાણે છેદાઈ ગઈ. થોડીક જ ક્ષણોમાં પોતાનું ભવિષ્ય સાંભળી લીધા પછી, પાલીએ જીવનનો ઉચ્ચ વૈભવ, સુખ, આનંદ તરછોડી દીધાં. પિતાની આજ્ઞા અને લિચ્છવીઓના કુલનિયમ સંમુખ તેણે મહારાણીપદ છોડ્યું. શરીરને ધિક્કારી કાઢ્યું, આત્માને અવગણી કાઢ્યો, માત્ર ન કંઈ કરી શકી એકલા હૃદયને; પરંતુ તેનેય અંતે કચરી નાખ્યું. આનંદે બહેનનો ત્યાગ જોયો, નિશ્ચય નિહાળ્યો, રોમાંચ વિના બલિદાનનો સ્વીકાર થતો જોયો. ગર્વ, આનંદ અને દુઃખથી તેની છાતી ભરાઈ ગઈ, પાલીને છાતી સરસી ચાંપી અને......તેની આંખમાંથી અશ્રુધારા વહી રહી.

'બહેન, જો તું રાજગૃહે જશે તો લિચ્છવીઓ પોતાની રાજકુમારીને માગધીથી જિતાયેલી જોઈ બિંબિસારનો વધ કર્યા વિના નહિ રહે અને આખા રાષ્ટ્ર ઉપર આપત્તિ આવી પડશે. જો તું દેહત્યાગ કરશે તો પિતાજીનું વચન અફળ જશે, અને એક માગધીને પરણવા ખાતર તેં દેહત્યાગ કર્યો છે એમ સમજી બિંબિસાર લિચ્છવીઓ ઉપર પૂરેપૂરું વેર લેશે. બહેન, નથી તું તેની સાથે જઈ શકતી, નથી પ્રેમ કરી શકતી, નથી દેહત્યાગ કરી શકતી. બિંબિસારને સમજાવવો એ તારું પહેલું કાર્ય છે. આપણે સત્વર પિતાજી પાસે જવાનું છે.'

એટલું કહી આનંદ ત્યાંથી ચાલ્યો ગયો. વિશાળ ખંડમાં પાલી એકલી ઊભી રહી અત્યારે તે એકલી હતી—નિઃસહાય, નિર્દોષ, નિરપરાધી.

રાત પૂરી થઈ.

બીજો દિવસ પણ પસાર થયો.

મધરાત થઈ.

બ્રહ્મદત્ત અને સંજય તેમની મહારાણીને લઈ જવા બધી તૈયારી કરી આવ્યા હતા. આનંદના આવ્યા પછી આ બધી વ્યવસ્થા કરવા બિંબિસારે ધાંધલ કરી મૂકી હતી. તેનું હૃદય આનંદથી પુલકિત બન્યું હતું. પ્રેમપરીક્ષામાં હૃદય હારી જઈને તેણે બહુ મોટી જીત મેળવી હતી. પોતાની પ્રેયસી પ્રાપ્ત કરીને તે એક મહાન રાષ્ટ્રને પોતાનું કરી શક્યો હતો. તેનું હૃદય, રાજગૃહમાં પહોંચી જઈ બહુ જ ધામધૂમથી ધ્વજાપતાકા અને ભેરીનાદથી સંસારને એ બધું સંભળાવવા તલસી રહ્યું હતું કે તેના જેવો સુખી રાજવી કોઈ નથી. તેની ધાંધલ અને તૈયારીમાં પાલીને તે મળી શક્યો ન હતો—ખરું જોતાં પાલીએ તેને પોતાની નજરે પડવા નહોતો દીધો. રેવાએ તેમાં બહુ ખૂબીથી મદદ કરી હતી, પરંતુ તેનું મન પાલીને મળવા તલપાપડ બની રહ્યું હતું.

મધરાતે ચૂપકીથી તેમને ચાલ્યા જવાનું હતું, અને એ ગોઠવણ બે દિવસ પહેલાં થઈ હતી. રેવા કહી ગઈ હતી: સમય થતાં દેવીને લેવા તેના ભવનમાં પધારજો. બહાર રથ તૈયાર થયા હતા. અભિરામ ચૂપચાપ ઘડીકમાં અહીં તો ઘડીકમાં ત્યાં એમ વિનાકારણ કામે વળગતો જણાતો હતો. પાલીને મળવા બિંબિસારના પગ ધરતી પર સ્થિર નહોતા રહેતા. બ્રહ્મદત્તે મુહૂર્ત કઢાવી રાખ્યું હતું. જોષીએ કહ્યું હતું કે આ ઘડી બન્નેના જીવનમાં પરિવર્તન લાવશે.

બરાબર મધરાત થતાં બિંબિસારે ભેટ બાંધી. દેવપુરુષના જેવાં તેણે વસ્ત્રો પહેર્યાં. માથે મુકુટ ધર્યો અને એક રત્નજડિત તલવાર હાથમાં લીધી.

તેજ વખતે બારણું ખખડ્યું. બિંબિસારે ઊંચે જોયું તો સામે પાલી ઊભી હતી.

'પાલી!' એટલું બોલી તે દિગ્મૂઢ બની ઊભો. પાલી સાદાં વસ્ત્રોમાં હતી. બિંબિસારને તે જોઈ રહી હતી. બિંબિસારને તેનાં રાજવી વસ્ત્રોમાં તેણે પહેલી જ વાર જોયો અને સ્તબ્ધ બની. બિંબિસાર મનુષ્ય નહિ, પણ 'તાવતિંસ*'નો શક્ર દેખાતો હતો. એનું હૃદય ફરીથી ધબકવા માંડ્યું પરંતુ પાલીએ નિર્દય બની તેને ફરીથી કચડી નાખ્યું. હોઠ ઉપર બળજબરીથી અપાર તિરસ્કાર આણ્યો. આંખોમાં કૃત્રિમ ક્રોધ અને ઘૃણા આણ્યાં. સ્થિર બની તે ઊભી રહી. બિંબિસારની છાતીમાં જાણે કોઈએ વજ્રઘા કર્યો. તેનો અવાજ બદલાઈ ગયો અને પાલી પાસે દોડી જઈ બોલ્યો: 'આ વસ્ત્રો કેમ પહેર્યાં, પાલી? નંદીગ્રામ છોડવાનો સમય થઈ ગયો છે.'

'હા, તમારે અને મારે માટે.'

પાલીના વિચિત્ર અવાજથી બિંબિસાર બે ડગલાં પાછળ હઠી ગયો.

'મગધનો મહારાજા નંદીગ્રામ છોડી જશે, કારણ તેણે મનમાં જે મનોરથ ઘડ્યા છે તે ખોટા છે, આકાશકુસુમવત્ છે.'

બિંબિસારે ગંભીર બની પૂછ્યું: 'કોઈ નવો વૈરી જાગ્યો છે, પાલી?'

'હા. તમારી સંમુખ જ છે.'

પોતાનાથી બને તેટલો તિરસ્કાર અને ઘૃણા દર્શાવતાં પાલીએ પુનઃ બોલવા માંડ્યું: 'મગધપતિ! એક લિચ્છવી કુમારી સાથે પ્રેમ બાંધતાં પહેલાં વિચાર કરી જોવો હતો કે એ કુમારી, લિચ્છવી કુમારી છે. હવે પછી કદાપિ કોઈ લિચ્છવી કુમારીને જીતવાનો મિથ્યા

---

*બૌદ્ધશાસ્ત્રોમાં જેનો અવારનવાર ઉપયોગ થાય છે તે ઈંદ્રનું રાજ; શક્ર એ જ ઈંદ્ર.

ગર્વ કરતા નહિ. રાજગૃહ પહોંચો તો તમારા આદ્યદેવને અર્ઘ્ય આપી એનો અનુગ્રહ માનજો કે લિચ્છવીઓની ભૂમિમાંથી જીવતા સુરક્ષિત તમારી ભૂમિ પર પાછા આવ્યા. આ પ્રાસાદમાં અને પ્રાસાદની બહાર મહારથી યોદ્ધાઓ ઊભા છે; મગધના મહારાજાને તેઓ ધારે તે સજા કરી શકે છે. સદ્‌ભાગ્યે તમે, એક મહાન લિચ્છવી નેતાના મહેમાન છો, તેના સંરક્ષણમાં છો. તમે અમારા વૈરી છો; પરંતુ વૈરીનું સન્માન કેમ કરવું તે અમે લિચ્છવીઓ જ સારી રીતે જાણીએ છીએ. અમને વેશ બદલી નાટક કરતાં નહિ આવડતું હોય, પરંતુ સાફ દિલથી ક્ષમા જરૂર કરી જાણીએ છીએ. પધારો હવે સત્વર અહીંથી.'

બિંબિસાર જ્યાં ઊભો હતો ત્યાંને ત્યાં જ ઊભો રહી ગયો. તેને વિશ્વાસ નહોતો આવતો કે આ એની જ પાલી છે! પાલીના છેલ્લા શબ્દો સાંભળી તેની બોલવાની યત્કિંચિત ઇચ્છા પણ અદૃશ્ય થઈ ગઈ. તે કંઈજ ન બોલ્યો; પરંતુ પત્થરને પણ જાણે ચીરી નાખે તેવી હિંસક વિકરાલ આંખો તેણે પાલી તરફ માંડી. પાલીને સ્થાને કોઈ અન્ય સ્ત્રી હોત તો તે જરૂર ત્યાંથી પલાયન કરી ગઈ હોત. પાલીને કંઈ કહેવું, કોઈ પણ રીતે જવાબ આપવો એ બિંબિસારને નિરર્થક લાગ્યું. જમીન પર નાખી દીધેલી તલવાર તેણે ધીમે રહીને ઊંચકી અને પૂતળાસમી ઊભી રહેલી પાલીની બાજુમાં થઈ, ખંડની બહાર તે સડસડાટ ચાલ્યો ગયો. પાલી હતી તેમ જ ઊભી રહી. પાલીએ સાંભળ્યું કે કોઈ રથ ઊપડ્યો અને ઊપડતા પહેલાં અશ્વોની ચામડી ફાટી જાય તેટલા જોરથી કોઈએ અશ્વોને ચાબૂક માર્યો. પાલી થરથરી ઊઠી. પોતાની છાતી પર એ ચાબૂકની વેદના તેણે અનુભવી. રથ ઊપડી ગયો અને પાલી ચક્કર ખાઈ ત્યાં જ પછડાઈ ગઈ.

બહાર ચૂપકીથી પાલીનું બનાવટી જુઠ્ઠાણું સાંભળતો આનંદ પાલીને બેહોશ થતી જોઈ, એકદમ અંદર દોડી આવ્યો. બહેનના આ

અપૂર્વ ત્યાગને, હૃદયને ચીરી બહાર ફેંકી દેવાના તેના અપૂર્વ ધૈર્યને તે જોઈ રહ્યો હતો. બિંબિસાર અને પાલી વચ્ચેની વાતો સાંભળતાં સાંભળતાં તેને આખા બ્રહ્માંડ ઉપર તિરસ્કાર આવ્યો હતો. તે જાણતો હતો કે તેની નિર્ભાગી બહેનના હૃદયમાં બિંબિસાર માટે કેટલો અસીમ પ્રેમ ભર્યો છે! તેણે આંસુ ઝરતી આંખે બહેનને ગોદમાં ઉઠાવી છાતી સરસી ચાંપી અને ગણગણવા માંડ્યો:

'બહેન, બહેની...મારી બહેન!'

બહાર અશ્વો હણહણી રહ્યા હતા, અને દૂર એક રથ વાયુવેગે દોડ્યો જતો હતો.



# [ ૧૮ ]

વૃદ્ધ મહાનામની નાડીઓ ખેંચાતી હતી. તેમની આસપાસ વૈશાલીના પીઢ અગ્રેસરો, મહાજેષ્ટકો અને નગરશ્રેષ્ઠી બેઠા હતા. હિમપ્રદેશમાંથી આણેલી એક જડીબુટ્ટી ઘસીને વૈદરાજ તેમને પિવડાવી રહ્યા હતા. ઔષધ પૂરું પેટમાં જવા પછી જાણે વિદ્યુતના જેવી અસર તેમના શરીર પર જણાઈ. ચેતન આવવા માંડયું, એટલે તેમણે નગરશ્રેષ્ઠીને પાસે બોલાવી કેટલીક અગત્યની સૂચનાઓ આપવા માંડી. નગરશ્રેષ્ઠી તેને બરાબર સાંભળી લઈ બહાર નીકળ્યા અને તેમની પૂઠેપૂઠે અન્ય સહકારીઓ પણ ભારે મને બહાર આવ્યા.

તે વખતે આનંદનો રથ મહાનામના પ્રાસાદ આગળ આવી પહોંચ્યો હતો. મોટી માનવમેદની પ્રાસાદ આગળ જામી ગઈ હતી. વૈશાલીના શ્રેષ્ઠ લિચ્છવી વડીલની ગંભીર બિમારી સાંભળી લોકો દર્શન માટે ઊલટયા હતા. અસંખ્ય માણસોને જોઈ પાલીના પેટમાં ફાળ પડી. કોઈનો તરફ જોયા વિના પાલી આનંદ સાથે પ્રાસાદમાં દોડી ગઈ.

મહાનામ આંખો બંધ કરી પડી રહ્યા હતા. વૈદરાજના કહેવાથી નગરશ્રેષ્ઠી સિવાય બધા અગ્રેસરો બહાર બેઠા હતા. માત્ર નગરશ્રેષ્ઠી મહાનામની બાજુમાં પ્રવેણીપુસ્તકનાં કેટલાંક સૂત્રો ધીમે ધીમે ભણી રહ્યા હતા. પાલીએ આવી મહાનામના પગમાં માથું મૂકી દીધું.

મહાનામની આંખો ઊઘડી. પાલીએ પિતાની છાતી પર હળવે રહી માથું ઢાળી દીધું અને વૃદ્ધના મોઢા પર સ્મિત ફરકયું. પાલીના માથા પર અશક્ત હાથ ફેરવતાં ફેરવતાં બહુ વહાલથી તે બોલવા માંડ્યાઃ 'આવી પહોંચી બેટા?'

પાલીએ જવાબમાં માત્ર માથું ધુણાવ્યું. બોલી ન શકી. ગળે ડૂમો જામી ગયો હતો. મહાનામે આનંદને ઇશારાથી દ્વાર બંધ કરવા કહ્યું. આનંદે તરત દ્વાર બંધ કર્યાં અને પિતાની એક બાજુ આવી બેસી ગયો. વૈદરાજ અને પાલીની મદદથી મહાનામ જરા અઢેલીને બેઠા. પાલીએ એક હાથ પિતાના માથા નીચે મૂકી, બીજો હાથ તેમની છાતી પર ફેરવવા માંડ્યો. મંત્રોચ્ચાર ભણવા છોડી, નગરશ્રેષ્ઠી મહાનામના પગ આગળ બેસી ગયા.

મહાનામ ધીમે સાદે બોલવા માંડ્યાઃ 'સંસારમાં ઘણી જાતનાં પાપ થાય છે. મારા જીવનમાં મેં પણ એક પાપ કર્યું છે અને તે સાથે લઈને મરવા નથી ઇચ્છતો. તમે માનશો નહિ બેટા, પરંતુ જિંદગીમાં હું એક મહાન અસત્ય બોલ્યો છું જેને એક જ જણ જાણે છે—તે છે આપણો અભિરામ! અઢાર વર્ષ ઉપર, હું મલ્લો સાથે થનાર એક ઘોર યુદ્ધને અટકાવી વૈશાલી પાછો ફરતો હતો. અતિશ્રમથી હું મહાઉદ્યાનમાં બેસી ગયો. એવામાં એક આક્રંદ કરતા બાળકનો અવાજ મને સંભળાયો. મહાઉદ્યાનનો રક્ષક અભિરામ મારી સેવા કરતો હતો તે તરત દોડ્યો. જ્યારે તે પાછો આવ્યો ત્યારે એક અપ્સરા જેવી બાળકીને સાથે લેતો આવ્યો. મહાઉદ્યાનના સૌથી મોટા આમ્રવૃક્ષ નીચે કોઈ તેને મૂકી ગયું હતું. બાળકીને જોઈ મારું હૃદય પીગળી ગયું. મને પુત્રીઓ થતી હતી પરંતુ બધી મરણ પામતી હતી. આનંદ, તારી માને છોકરીઓ તરફ અતિશય પક્ષપાત હતો. મેં બાળકીને ઉઠાવી અને અંધારામાં અભિરામ સાથે ગુપ્ત દરવાજેથી પ્રાસાદમાં આવ્યો. તે જ વખતે, આનંદ, તારી માને પ્રસૂતિ થઈ હતી અને તેણે

બાળકીને જન્મ આપ્યો હતો. થોડીઘણી વાર પછી એ બાળકીને જ્યારે મને દેખાડવા લાવ્યા, ત્યારે મારા હાથમાં જ તે મરણ પામી. તારી માને આઘાત પહોંચવાનો મને ડર લાગ્યો. મેં મરેલી બાળકી અભિરામને સોંપી દીધી અને જીવતી બાળકીને અંદર મોકલાવી દીધી; એ હતી મારી આમ્રપાલી! આશ્ચર્ય તો એ હતું કે કોઈને વહેમ સરખો ન પડ્યો અને મેં તેને દૈવી સંકેત માની લીધો. આમ્રવૃક્ષ નીચેથી મળી હતી માટે અભિરામે તેનું નામ રાખ્યું આમ્રપાલી અને મેં તે સ્વીકાર્યું. અભિરામ મારો બહુ જૂનો મિત્ર છે. આ ભેદ પ્રગટ ન કરવાના મેં એને શપથ આપ્યા હતા એટલે મારા મરણ પછી આ સત્ય અપ્રગટ જ રહી જાત......અને કદાચિત કોઈ અધમ સ્વરૂપમાં પ્રગટ થઈ જાત, એટલા માટે સ્વમુખે કહેવા હું ઇચ્છતો હતો. પરંતુ, પાલી, તું મારી જ પુત્રી છે—હૃદયની અને મનની. આનંદ હમેશ આક્ષેપ મૂકતો કે મને અને તમારી માતાને પાલી માટે વધુ પક્ષપાત છે. મારી સંપત્તિનો અડધો સ્વામી આનંદ અને અડધી તું છે, પાલી! નગરશ્રેષ્ઠી સાથે મેં એ બધી વ્યવસ્થા કરી દીધી છે. અત્યારસુધી તું મારી પુત્રી હતી. ને હવે પછી મારી પુત્રી જ રહીશ, બેટા. નગરશ્રેષ્ઠી અને વૈદરાજ મારા પરમ મિત્રો છે. આ ભેદ તેમની પાસેથી નહિ પ્રગટ થાય. હવે તું મને વચન આપ કે જીવનના અંત પર્યંત તું મારી પુત્રી રહેશે......ક્ષમા કરજે, બેટી! પરંતુ મને વચન......' એટલું બોલતાં બોલતાં પાલીનો હાથ તેમણે પોતાની છાતી પર ખેંચી લીધો. તેમની આંખો ખેંચાવા લાગી.

પાલીના માથા પર ડુંગર તૂટી પડ્યા હતા. મહાનામના ચહેરાને જોતાં જોતાં તેણે કારમી ચીસ પાડી: 'પિતાજી! પિતાજી! પિતાજી!'

પરંતુ, નગરશ્રેષ્ઠીના પવિત્ર મંત્રોચ્ચારો વચ્ચે વૃદ્ધે દેહત્યાગ કર્યો. આનંદે મૃત પિતાના પગ આંસુથી ધોયા અને પછી મનને બહુ કાબૂમાં રાખી બહાર આવ્યો અને લોકમેદનીને સંબોધી બોલ્યો:

'લિચ્છવીઓ ! વજ્જીઓની વિશાળ ભૂમિ પરથી બળવાન લિચ્છવીઓના વડીલ, મારા પિતાશ્રી, પિતૃઓની ભૂમિ તરફ પ્રયાણ કરી ગયા છે.'

પાલી શાંત બેસી રહી હતી. તેણે ખાધું ન હતું. તે કોઈ સાથે બોલી ન હતી. મહાનામના શબ્દો સાંભળીને તે એવી શૂન્ય મનસ્ક બની ગઈ હતી, કે એ શબ્દોને પણ તે ભૂલી ગઈ હતી. રેવાએ લાખલાખ ઉપાય કર્યા, રડીને, ધમકાવીને, વીનવીને તેને શયનગૃહમાંથી બહાર આવવા કહ્યું પરંતુ આખા દિવસ દરમ્યાન તે બહાર ન જ આવી. રેવાને ભય પેઠો હતો કે પાલી આમ જ રહેશે તો ગાંડી થઈ જશે.

મહાનામની અંતિમ ક્રિયા થઈ ગઈ. આખી વૈશાલી શોકમાં ડૂબી. સેંકડો નરનારી મહાનામના પ્રાસાદમાં આવી ગયાં, પરંતુ પાલી હતી તે જ સ્થિતિમાં રહી. સ્ત્રીઓ સમજી કે પિતાના મૃત્યુથી તે આઘાત પામી છે. પુરુષો સમજ્યા કે દેશનર્તિકા બની એટલે મગજ ગુમાવી બેઠી છે; પરંતુ સહાનુભૂતિ દરેક જણની હતી. દરેકના હૃદયમાં દુ:ખ હતું. તેમના સાથી વધુ પ્રિય દેશભક્તના ગૃહ પર મહાન આપત્તિ ઊતરી હતી. જો કે દરેક લિચ્છવી, આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ, સર્વે પરિષદની સર્વોપરી આજ્ઞાઓને ચૂપચાપ સ્વીકારતાં હતાં, છતાં દેશનર્તિકાની પ્રથાએ કેટલાંકનાં હૃદયમાં અસંતોષ ઉત્પન્ન કર્યો હતો. તેમનો અંતરાત્મા સાક્ષી પૂરતો હતો કે આ પ્રથા એ બલિદાન નથી, ભીષણ ક્રૂરતા છે, વિઘાતક પ્રણાલિકા છે. આ સમયે તેમના અસંતોષનું સૌથી મોટું કારણ મહાનામની સજ્જનતા હતી. અભયને પણ તે માન્ય કરવી પડી હતી. પરંતુ શિસ્તબદ્ધ અને નીતિબદ્ધ સૈનિકોની જેમ જે થયું તેને આવશ્યક માની વિવાદ વિના લિચ્છવીઓએ મૂગે મોઢે આ સ્વીકારી લીધું હતું.

નંદીગ્રામથી આક્રંદ કરતાં આવી પહોંચેલા અભિરામે અને

નગરશ્રેષ્ઠીએ અહોરાત મહાનામના પ્રાસાદની અંદર અને બહાર વ્યવસ્થા રાખવા એકસરખી દોડાદોડ કરી મૂકી હતી. રાત પડતાં નગરશ્રેષ્ઠી આનંદ પાસે આવીને બેઠા ત્યારે વૃદ્ધ અભિરામ ધીમે પગલે પાલી પાસે આવ્યો. અભિરામ આવતાં રેવા બહાર ચાલી ગઈ. વૃદ્ધ ધીમે રહી પાલી પાસે બેઠો અને તેની પીઠ પર હાથ ફેરવતાં તેના કાનમાં બોલ્યો: 'બેટી.'

પાલી કંઈ ન બોલી. નીચું જોઈ રહી. વાંસા પરથી હાથ ઉઠાવી, તેના માથા પર હાથ ફેરવતાં વૃધ્ધે કહ્યું: 'બેટી, આંસુને રોક નહિ, વહી જવા દે બહાર.'

પરંતુ અભિરામની લાડલીએ આજે આંખ ઉઠાવી ન જોયું. અભિરામ પાલીનું હૃદય બરાબર વાંચી શકતો હતો. તે તરત બહાર ગયો અને થોડીવારમાં, મહાનામની અંતિમ ક્રિયા વખતે સ્મરણ માટે લઈ લીધેલો તેમનો મુકુટ લઈ પાછો આવ્યો. પાલીનું મસ્તક હજુ નીચે હતું. અભિરામે ધીરે રહી તેના ખોળામાં મુકુટને મૂકી દીધો. પાલી ચમકી ગઈ. મુકુટને ધીમે રહી છાતી સાથે ચાંપી દીધો. તેને ભ્રમ થયો: જાણે મહાનામનું મસ્તક પોતાની છાતી સાથે દબાવી રહી છે! રોકી રાખેલો અશ્રુપ્રવાહ પ્રચંડ વેગે બહાર ધસી આવ્યો: 'ના, ના. આપ મારા પિતા જ છો. આપ જ મારા પિતા છો. બાપુ! મારા બાપુ!'

એટલું કહેતાં કહેતાં પાલી ધ્રુસકાં મૂકી રડવા લાગી. અભિરામને આટલું જ જોઈતું હતું. તેમને વિશ્વાસ બેઠો કે પાલી હવે ગાંડી નહિ બને. પાલીના આક્રંદે તેમની આંખો ભીની કરી. પાલીનો મહાનામ પ્રત્યેનો અનહદ પ્રેમ અભિરામ સારી રીતે જાણતો હતો. તેમણે ફરીથી પાલીની પીઠ પર હાથ ફેરવતાં કહેવા માંડ્યું: 'પાલી, વીર પુરુષના વારસ વીર જ હોય. ભૂલતી નહિ, તું પણ વીર પુરુષની વારસ છે. વીરાંગના છે. એ વારસો 'સ્વ'ને ભૂલી 'પર'ને અપનાવવાનો

છે. તમારા સંસ્કારોમાં નેતૃત્વ રહેલું છે. તું સાધારણ લિચ્છવીની વારસ નથી. મહાનામની 'પુત્રી' છે માટે મહાન બનવાનું છે અને બનશે. ઊઠ, બેટા, ઊઠ, હૈયાના ઘાને ઢાંકી તારો ધર્મ સંભાળ!'

પાલીએ રડતાં રડતાં વૃદ્ધના વક્ષઃસ્થળમાં માથું છુપાવી દીધું. વૃધ્ધે તેના માથા પર હાથ ફેરવવા માંડ્યો અને બીજા હાથે પાલી ન જુએ તેમ પોતાની આંખનાં આંસુ લૂછી નાખ્યાં.

રાત્રિના ઓળા ધીમે ધીમે ગાઢ થવા માંડ્યા.

રાત ને દિવસ પસાર થવા માંડ્યાં, અને પૂર્ણિમાને એક દિવસ બાકી રહ્યો.

વૃદ્ધની બધી જ અંતિમ ક્રિયા પૂર્ણ થઈ ગઈ.

અત્યાર સુધી આનંદે અસાધારણ મૌન સેવ્યું હતું. મહાનામની ખાલી પડેલી જગાએ હવે આનંદે શું શું કામ કરવાનું છે તેની વિગતવાર સમજણ નગરશ્રેષ્ઠી આનંદ પાસે બેઠા બેઠા આપી રહ્યા હતા, પરંતુ આનંદનું ધ્યાન સાંસારિક વાતો કરતાં કોઈ બીજી જ દિશા તરફ હતું. દિન પ્રતિદિન તે ખોવાઈ જવા લાગ્યો હતો; જાણે તેના શરીરમાંથી આનંદ અદૃશ્ય થઈ જઈ જીવતો જાગતો તેનો દેહ જ રહ્યો હતો. આજે અંતિમ ક્રિયા પૂરી થઈ ગયા પછી આજે આખા દિવસમાં કોઈની સાથે આનંદે એક શબ્દ પણ ઉચ્ચાર્યો ન હતો. પાલીને તેની ખબર પડતાં વળી ફાળ પડી. પિતાના મૃત્યુ બાદ આનંદ ત્રણ વાર તો નંદીગ્રામ જઈ આવ્યો હતો. છેલ્લા ત્રણચાર દિવસથી પોતાને માથે પડેલા દુઃખના ડુંગરા બાજુએ ધકેલી પ્રાણના જતનથી આનંદની સેવા પછવાડે તે વળગી હતી, પરંતુ આનંદ જાણે જલકમલવત્ અલિપ્ત રહ્યો હતો. અંતિમ ક્રિયા પૂર્ણ થઈ ગયા પછી પાલીનું ધૈર્ય પણ ખૂટી ગયું. ભાઈના ખોળામાં માથું મૂકી ડીબકીઓ ખાઈ તે રડવા લાગી.

અને ત્યારે જ આનંદના અબોલા છૂટયા. વહાલથી તેણે બહેનને બેસાડી, અને બોલ્યો: 'પાલી રડ નહિ. ખરું જોતાં પિતાજીની સાચી વારસ તું જ છે; તેમનું ધૈર્ય અને તેમની અડગતા તારામાં વિશેષ છે. જો તું આમ રડતી જ રહેશે તો દિનને રાત કહેવી પડશે. તારા જેટલું દુ:ખ કોને પડયું હશે? કલ્પના થઈ શકતી નથી.'

'મને જરાય દુ:ખ નથી; દુ:ખ શેનું? ભાઈ જેવો ભાઈ, સમર્થ ભાઈ મારી પીઠ પાછળ છે! મને જરાય દુ:ખ નથી.'

'પાલી, તારું દુ:ખ હું જાણું છું. ભાઈ બાપ માત્ર કહેવાના રહ્યા. જેને જીવન સર્વસ્વ સોંપી ચૂકી એવા સ્વામીને દેશને ખાતર હૃદયમાંથી હમેશને માટે દૂર કરી નાખવો પડયો, અને જાણે એટલાથી પણ ભાગ્યદેવી સંતુષ્ટ ન થઈ હોય તેમ મરી જવાનો પણ અધિકાર તું ગુમાવી બેઠી છે. જિંદગી પર્યંત હવે તારે એવું જીવન વ્યતીત કરવાનું રહ્યું છે જેમાં પગલે પગલે અધ:પતન જ પ્રસરેલું છે. નહિ, નહિ, નહિ! બહેન! સંસારનો અંત આવ્યો છે. કુદરતને મનુષ્યો ઉપર અતિ ક્રોધ ચડયો છે અને તેમનું સંહારબીજ અહીં લિચ્છવીઓમાં વાવ્યું છે. જો જો. તે ફળશે, ખૂબ ફાલશે અને એક ધન્ય દિવસે જગત સમસ્તને પોતાની ઝેરીલી શાખાપ્રશાખાઓથી આચ્છાદિત કરી ગૂંગળાવી મારશે—ત્યારે, ત્યારે જ જગતનો અંત આવશે, અન્યથા નહિ. અને બહેન, સંસારનો અંત હવે આવવો જ જોઈએ.'

'ભાઈ! મારા ભાઈ! આટલો વિષાદ? આટલી ઘૃણા? તમે, તમે નથી રહ્યા!'

'તું ખરું કહે છે પાલી. હું, હું નથી રહ્યો. મરી ગયો છું!'

'ભાઈ...'

'હા પાલી. હું બહુ બહુ વિચાર કરું છું, પરંતુ જેમ જેમ વિચાર કરું છું તેમ તેમ મને પ્રતીતિ થાય છે કે લિચ્છવી લિચ્છવી

તરીકે ન જીવે તો સારું. તેનું જીવન જંબુદ્વીપના કોઈ સામાન્ય માણસના જેવું નથી. લિચ્છવી જન્મ લે છે શસ્ત્રો સાથે, જીવે છે શસ્ત્રો સાથે, અને મરે છે શસ્ત્રો સાથે. સંથાગાર સિવાય તે ક્યાંય બુદ્ધિની, શાણપણની વાત કરી શકતો નથી. સંથાગારની બહાર માત્ર પ્રેમની અથવા પ્રાણ હરવાની વાત કરી શકે છે. મરવા અને મારવા તે સ્વતંત્ર છે, અને તે બન્ને કાર્યમાં પ્રવૃત્ત થતાં તેને જરાય સંકોચ થતો નથી. પાલી, તું લિચ્છવી છે. એક શ્રેષ્ઠ લિચ્છવીની સાચી વારસ છે. તારામાં લિચ્છવીના બધા ગુણો છે; પરંતુ મારામાં નથી, પ્રત્યેક લિચ્છવી જે સહજ ધારી શકે છે તે હું નથી ધારી શકતો. હું જે જે શીખ્યો છું, તે અત્યારે નિરર્થક લાગે છે; જે જે કરું છું તે નિરર્થક લાગે છે. જે જે વિચારું છું તે નિરર્થક જણાય છે. નહિ પાલી, હું લિચ્છવી નથી. મહાનામ લિચ્છવીનો વારસ તો નહિ જ નહિ! એમનું વર્ચસ્વ તું કાયમ રાખશે; ભગવાનનું તને રક્ષણ હો.'

'ભગવાન ?'

આનંદ ઊભો થઈ ગયો.

પાલી ઉપરનો શબ્દ બોલી અવાક બની જોઈ રહી.

આનંદ, ખરેખર, હાથથી જતો રહ્યો હતો.

પૂર્ણિમા આવી પહોંચી.

આજે સંથાગાર ઊભરાઈ જતું હતું. આ જ દિવસથી પાલી દેશનર્તિકા બનવાની હતી. એમ તો વૈશાલીમાં ઘણી નર્તિકાઓ હતી, પરંતુ પરિષદે આજ્ઞા કરેલી, સર્વમાન્ય સુંદરી પાલી નર્તિકા કેમ બનશે તે ક્રિયા જોવા બધા ઉત્સુક હતા. તે દિવસોમાં વૈશાલીની દેશનર્તિકાની ખ્યાતિ દેશ પરદેશ ફેલાયેલી હતી.

વૈશાલી નગરીની ઇજ્જત પણ, ચોક્કસ પ્રસંગે, દેશનર્તિકાના નૃત્ય પર જ નિર્ભર રહેતી. અત્યારની દેશનર્તિકા રેણુકા વૃદ્ધ થવા

આવી હતી છતાં વૈશાલીની તે શ્રેષ્ઠ વારાંગના હતી. આમ્રપાલીને તેને સોંપી દેવાની હતી એટલે તે પોતાની દાસીઓ સાથે સંથાગારમાં આવી પહોંચી. આવો દિવસ દર વર્ષે નહોતો આવતો; પરિણામે તેનું મહત્ત્વ નાનું સૂનું ન હતું. મહાનામના મૃત્યુનો તાજો ઘા હોવા છતાં કોણ જાણે કેમ પણ આજે શ્રોતાઓ અને પ્રેક્ષકોની અસાધારણ ભીડ થઈ હતી. લિચ્છવી અગ્રેસરો, રાજા, ઉપરાજા તથા પ્રાંત પ્રાંતના નાયકો આવી પહોંચ્યા. મહાનામના મૃત્યુ પછી સભાપતિ થઈ બેઠેલો અભયરાજ હિમાલયશાંતિ ધારણ કરી બહુ જ ચાલાકીથી સભા પર અંકુશ રાખી રહ્યો હતો.

યોગ્ય સમય પર આનંદ, બ્હેનનો હાથ પકડી સંથાગારમાં પ્રવેશ્યો. આખી સભા બન્નેના સન્માનમાં ઊભી થઈ. શોકપરિતાપમાં સુકાયેલાં આનંદ અને પાલી કેસરિયાં વસ્ત્રોમાં પણ મોહક લાગતાં હતાં. સભાપતિ અભયરાજે આગળ આવી બનાવટી વાત્સલ્યભરી આંખોએ બન્નેને સત્કાર્યાં.

પ્રસ્તાવ રજૂ થયો.

આનંદે ઊભા થઈ પરિષદને ઉદ્દેશીઃ 'વડીલો, તથા વંદનીય પરિષદ! મારા પિતાના મૃત્યુને લઈને તેમની વતી આજે હું મારી બ્હેનને પરિષદને સોંપવા આવ્યો છું. પૂજનીય પરિષદ તેનો સ્વીકાર કરે!'

નગરશ્રેષ્ઠી અને વૈદરાજ, અમ્બલક જેટ્ઠક અને અન્ય શ્રેણીઓના મહાજેટ્ઠકો, બધા પ્રૌઢ અને તમામ વૃદ્ધ નીચી આંખે બેસી રહ્યા. તેમના દરેકના હૃદયમાં દુઃખ હતું; મહાનામની મૈત્રી અને પ્રેમ ગુંજતાં હતાં. અંતે અભય સભાપતિ ઊભો થયો અને બોલ્યોઃ 'પૂજનીય પરિષદ! પિતૃનિવાસી આપણા મહાન લિચ્છવી વીરની પુત્રી આપની સંમુખ ઉપસ્થિત થઈ છે. એ છે લિચ્છવી પરિષદના સ્વાતંત્ર્યનું પ્રતીક. સ્ત્રી હો વા પુરુષ, તે લિચ્છવી

હોય તો, પ્રાણ કરતાં લિચ્છવીગણના અને પોતાના ગૌરવને જ પહેલું મૂકે છે તેનું આ રહ્યું જ્વલંત દૃષ્ટાંત. વંદન હો લિચ્છવીને ! વંદન હો આત્મબલિ અર્પનાર આજની લિચ્છવી કુમારિકાને......'

એટલું કહેતાં કહેતાં અભય વ્યાસપીઠથી નીચે ઊતરી પાલી પાસે આવી ઊભો. નગરશ્રેષ્ઠી ભીની આંખે પરંતુ હસતા મોંએ વિધિપૂર્વક બોલવાનાં થોડાંક સૂત્રો બોલ્યો. પરંતુ તેનાથી વધુ આગળ ન બોલી શકાય તેવું હોવાથી અભયે અંતિમ વાક્ય ઉચ્ચાર્યું: 'પાલી, પરિષદ પૂછે છે કે તારું મન હજુ ચલાયમાન થતું હોય તો વૈશાલીનો ત્યાગ કરી વનવાસ સેવી શકે છે.'

'ચલાયમાન મનવાળાને લિચ્છવી ન ગણાય એમ પ્રવેણીપુસ્તક આજ્ઞા કરે છે. હું લિચ્છવી છું.' પાલીએ શાંત ચિત્તે કહ્યું.

'પરિવર્તન પહેલાં કોઈ ઇચ્છા અધૂરી હોય તો પરિષદ પૂરી થવા દેવા તત્પર છે.' તમાચો ખાતો હોય તેવી લાગણી અનુભવતાં અભય બોલ્યો.

પાલી સહેજ અટકી, પરંતુ પછી તરત બોલી: 'મારી કોઈ ઇચ્છા અધૂરી નથી.'

'પરિષદનો નિર્ણય તમે ખુશીથી સ્વીકારો છો કે દુઃખ પામીને?'

'પરિષદના નિર્ણયને એક લિચ્છવી અનુસરવાનું જ સમજે છે. એનો પ્રતિકાર કરવાનું નહિ.'

અભયે અંતે આસપાસ નજર નાખતાં રાજા, ઉપરાજા તથા પીઢ મુત્સદ્દીઓ તરફ નજર ફેંકી પૂછ્યું:

'પરિષદને આ વિષયમાં કંઈ કહેવાનું રહે છે? પરિષદ સંતુષ્ટ છે?'

અભયે ત્રણવાર ઉપરનો પ્રશ્ન પૂછ્યો અને પરિષદને નિરુત્તર જોઈ પાલીને દેશનર્તિકા તરીકે જાહેર કરી. ભેરીનાદ થયા અને પરિષદે ઊભા થઈ પાલીને સન્માની.

અભય વ્યાસપીઠ પરથી પાછો ઊતર્યો, પાલીનો હાથ પકડી, રેણુકાને બોલાવી અને બોલ્યો : 'વૈશાલી નગરની આ શ્રેષ્ઠ વારાંગના ! પવિત્ર પ્રવેણીપુસ્તકની આજ્ઞાનુસાર પૂજનીય, વંદનીય, અભિવાદનીય પરિષદ, આમ્રપાલીને આજથી તને સોંપે છે. વૈશાલીની દેશનર્તિકાનું બિરદ તારી પછી તેને મળો ! તેને તારી સર્વ કલાઓમાં પારંગત કર કે જેથી લિચ્છવી યોદ્ધાઓની તે પ્રેરણામૂર્તિ બને અને સ્વદેશની સેવા કરતાં કરતાં પિતૃલોકમાં વિલીન થઈ જાય !'

એટલું કહી અભયે આમ્રપાલીનો હાથ રેણુકાના હાથમાં મૂક્યો. રેણુકાએ પાલીને પોતાની પાસે ખેંચી. સભામાં શાંતિ પ્રસરી.

તે વખતે પાલીએ આસપાસ જોઈ લીધું કે આનંદ ત્યાં ન હતો.

વૃદ્ધ રેણુકા સભાના મનોરંજન માટે નૃત્ય કરવા ઊભી થઈ. અને બધા પ્રેક્ષકો શું બની ગયું તેનો વિચાર કરવા કરતાં શું બની રહ્યું છે તે તરફ વધુ ધ્યાન આપવા ઉત્સુક બન્યા.

સભા પૂરી થતાં પાલી રેણુકાને લઈ પોતાના પ્રાસાદે આવી પહોંચી. રાત પડી ચૂકી હતી. દ્વારમાં પ્રવેશતાં વેંત તેણે બેબાકળી બની રેવાને પૂછ્યું: 'ભાઈ ક્યાં છે ? શયનગૃહમાં ?' પાલી એટલું કહી રેણુકાનો હાથ છોડી એકદમ શયનગૃહમાં દોડી ગઈ. શયનગૃહમાં નગરશ્રેષ્ઠી અને અભિરામ ઊભા હતા.

'દાદા, ભાઈ ક્યાં છે ?'

'ધૈર્ય રાખ બેટા, ધૈર્ય.'

'ભાઈ ક્યાં ગયા દાદા ? શું થયું દાદા ? જલદી બોલો.'

'તારા ભાઈ અહીં નથી અને હવે પાછા કદાપિ નહિ આવે.'

'કેમ ? આ પ્રાસાદમાં હું આવી છું એટલે ? દાદા, હું તો

તેમના અને તમારા બધાના આશીર્વાદ લેવા આવી છું. પછી હું અહીં એક ક્ષણ પણ નહિ ઊભી રહું. પરંતુ એ ગયા ક્યાં ?'

'બેટી,' નગરશ્રેષ્ઠીએ મહામુસીબતે કહેવા માંડ્યું: 'આનંદે તમામ સ્થાવર જંગમ મિલકત તને સોંપી દીધી છે. આ પ્રાસાદ તારો છે.'

'દાદા, મને સમજણ નથી પડતી. હું મૂર્ખ છું. દુઃખી છું, સત્ય વાત કહો.'

'બેટી, આનંદે સંસારનો ત્યાગ કર્યો છે.'

'દાદા!' એક કારમી ચીસ પાડી પાલી બેસી ગઈ. અભિરામે તેની પાસે બેસી કહેવા માંડ્યું: 'બેટી, વેદાંતી સાથે ભગવાન ગૌતમ બુદ્ધના સંઘમાં એ શ્રમણ બનવા ચાલ્યો ગયો છે. તેની પૂંઠે જવું નિરર્થક છે. વાંચ આ ભૂર્જપત્ર.'

પાલીએ વૃદ્ધના હાથમાંથી ભૂર્જપત્ર લઈ વાંચવા માંડ્યું. એમાં અંતિમ આશીર્વાદ હતો.

પાલીની આંખમાંથી આંસુધારા વહી રહી.

અભિરામ અને નગરશ્રેષ્ઠી બહાર ચાલ્યા ગયા. માત્ર રેવા પાલીના પગ આગળ બેસી ગઈ. આજે તે પણ રડતી હતી.

માત્ર નહોતી રડતી દાસી ભદ્રા.



# [ ૧૯ ]

'**મ**હારાજ ખડખડાટ હસી પડયા. તું કહે તેના શપથ લઉં, સંજય, તું કહે તેના. એવા હસ્યા, એવા હસ્યા કે મને ભય લાગ્યો કે મહારાજ મગજ ખોઈ બેસશે; પરંતુ ના, જરાય નહિ, એ તો હતા તેવાને તેવા જ રહ્યા. સંજય, મહારાજ ઠીક થઈ ગયા છે.'

'મહારાજે મગજ ગુમાવ્યું હોત તો બહુ સારું થાત.' સંજયે બ્રહ્મદત્તની સામે જોયા વિના કહ્યું.

'સંજય, મને લાગે છે કે તારું જ મગજ ગૂમ થઈ ગયું છે. મને તો પહેલેથી જ ખાતરી હતી કે મહાસચીવનું પદ પ્રાપ્ત થતાં તને મગજનો રોગ જરૂર લાગુ પડશે, ને થયું છે પણ તેમ જ. તારું મગજ ઠેકાણે નથી.'

'બ્રહ્મદત્ત, એક વાતે તું ખરો છે.'

'હું તો દરેક વાતે ખરો હોઉં છું, પરંતુ તમે લોકોએ મને સાવ હસી કાઢયો છે.'

'મહારાજ છે એવાને એવા જ છે, એનો જ મને વધુ ડર લાગે છે, બ્રહ્મદત્ત! આમ્રપાલીને જીતવા જતાં પોતે જ જિતાઈ ગયા, અને હવે પોતાની એ હાર માટે તેમને તિરસ્કાર આવે છે.'

'સંજય, હું તો એક ને એક બેવાળી સીધી ગણતરીમાં માનું છું. મહારાજને અહીં પધાર્યે બે મહિના થયા? થયા. બે

મહિનાથી મદિરામાં મસ્ત હતા ? હતા. બે મહિનાથી તેમને રાણીઓએ અને નર્તિકાઓએ રીઝવવા પ્રયત્ન કર્યો ? કર્યો. જરાય ડગ્યા ? ન ડગ્યા. તેમના ધર્મદૃષ્ટા ગૌતમમુનિ તેમનું મન આમ્રપાલીમાંથી વાળી શક્યા ? ન વાળી શક્યા. પરંતુ, આ બિચારો બ્રહ્મદત્ત જેના પ્રત્યેક શબ્દે તમને પ્રલાપ અથવા ભીરુતાની જ ગંધ આવે છે તેણે આજે એક જ શબ્દે મહારાજને હસાવી દીધા. સાંભળ્યું સંજય ? મેં, બે મહિના પછી મગધના મહારાજાનું દુ:ખ, કલેશ, નીરસતા, શોક બધુંય નિર્મૂળ કરી દીધું અને હસાવ્યા. પૂછ, કેવી રીતે ?'

'તારી રોજની રીતે; રેવાની વાત કરી હશે !'

'મને ખબર છે, મહાસચીવ સર્વજ્ઞતા તને સોંપતા ગયા છે. વારુ, પરંતુ મહારાજને હસાવ્યા તો ખરા !'

'બ્રહ્મદત્ત, મહારાજ હસ્યા એ આપણે માટે આનંદનું સૂચન નથી, ભયનું છે. તેમના હાસ્ય નીચે ઊંડેરા ઘા છે. તે નહિ રુઝાય. દિનપ્રતિદિન વૈશાલી, લિચ્છવી અને આમ્રપાલીનાં નામો મનમાં ગણગણ્યા કરે છે. તેમના હૃદયના આઘાતે ક્રોધનું સ્વરૂપ ધારણ કર્યું હોત તો બહુ સારું થાત, પરંતુ તેણે તિરસ્કાર ધારણ કર્યો છે. તિરસ્કારે ઘૃણા અને ઘૃણાએ વૈરનું અંતિમ સ્વરૂપ લઈ લીધું છે. અને, અત્યારે વૈરની વૃત્તિ ધીરે ધીરે સુદૃઢ થતી જાય છે. મહારાજને હું સારી રીતે ઓળખું છું બ્રહ્મદત્ત, તે કદાપિ ઠીક નહિ થાય !'

'સંજય, એક વાત મને હમેશાં ગોટાળામાં નાખી દે છે. હું પૂછું છું કે પાલીમાં રૂપ સિવાય શું છે ? કંઈ નહિ. અરે, એના કરતાંય બુદ્ધિમાન સ્ત્રી તું કહે તે સમયે આપણા રાજગૃહમાંથી ઊભી કરી દઉં.'

'એવું તું માને છે.'

'હું માનું છું અને એક દિવસ તમને બધાને મનાવીશ. વિચાર કર, એક બાજુ સામ્રાજ્ઞીપદ, પુરુષોત્તમ પ્રીતમ અને આખા

દેશનો ઉદ્ધાર છે; બીજી બાજુ લિચ્છવી સમાજનું અધમ કોટીનું બંધન, અધમ કોટીની ખુશામત અને અત્યાચારપૂર્ણ જીવન છે; છતાં પાલીએ બીજી વાતને જ પસંદ કરી, એ શું દર્શાવે છે? હું તો એક ને એક બેવાળી ગણુતરી પૂછું છું.'

'હું પણ બે મહિનાથી એ જ પ્રશ્ન પૂછું છું પણ ઉત્તર નથી જડતો.'

'કેમ જડે? મને પૂછે તોને! બાપ મારા, એક વાત તું હમેશાં સ્મરણમાં રાખ કે કુદરતે જેને સૌંદર્યનું દાન કર્યું છે, ત્યાંથી બુદ્ધિને બિલકુલ દૂર કરી દીધી છે, અને તેથી જગતમાં દેખાતી બધી સુંદર ચીજો મૂર્ખતાપૂર્ણ અને ઘૃણાસ્પદ દેખાય છે. સંજય, પાલી સુંદર છે પણ બુદ્ધિશાળી નથી એટલે કે ઘૃણાસ્પદ છે. પાલીએ લીધેલો બીજો માર્ગ એ જ સૂચવે છે.'

'મારું મન એ સ્વીકારવા ના પાડે છે.'

'તારું મન મારી દરેક વાત સ્વીકારવા ના પાડે છે. શું વિચારમાં પડચો? ખરું કહું છું, પાલી બુદ્ધિશાળી નથી.'

'કદાચ બહુ બુદ્ધિશાળી નહિ હોય; લાગણીવશ વધુ હોય; પરંતુ પાલી અદ્ભુત છે. નહિ, નહિ, વીરાંગના છે.'

'વૈશાલી તરફનો તારો પક્ષપાત એટલો સહજ છે કે વૈશાલીનું કાળું કૂતરું પણ તને સુંદર લાગશે. પાલી અદ્ભુત છે? વીરાંગના છે? કૂવો ન પુરાયો? ગંગામાં ન તણાઈ જવાયું? અરે, શસ્ત્રાસ્ત્રમાં પારંગત એ વીરાંગનાથી સ્વહસ્તે જ કપાઈ ન મરાયું કે નર્તિકા બની? પરંતુ મૂળ વાત એ છે મહાસચીવશ્રી! લિચ્છવીઓ અધર્મી છે, અને અધર્મીની કન્યા કોઈ દિવસ 'અદ્ભુત' ન બની શકે; 'વીરાંગના' તો નહિ જ નહિ.'

'ના બ્રહ્મદત્ત, ના. મારું મન નથી માનતું!'

'હા, જી. હું ક્યાં ના પાડું છું? તારું મન મારી વાત નહિ જ માને. પણ સાંભળી લે, આજે મહારાજ હસ્યા છે અને મારા મનમાં શાંતિ વળી છે. પાલીને તેઓ ભૂલી ગયા છે અને વૈશાલીને પણ; ખાતરીથી માનજે. હવે વધામણી સાંભળ. આવતી કાલે મહારાજા પોતે જીવકકુમાર ભચ્ચ સાથે ગૌતમ મુનિને મળવા તેમના આશ્રમમાં જવાના છે, હવે તો ખાતરી થઈ?'

'ના.' સંજયે કહ્યું.

બ્રહ્મદત્ત થાકીને ત્યાંથી ચાલવા માંડ્યો. સંજય વિચાર કરતો તેને જતો જોઈ રહ્યો. તેના હૃદયમાં એક વાત ઘોળાયા કરી કે મહારાજા હસ્યા કેમ! વિચારમાં ને વિચારમાં તે રંગમહેલ તરફ વળ્યો. તેણે દૂરથી સાંભળ્યું કે મહારાજા બિંબસાર હસી રહ્યા હતા. ગાંધાર દેશની પણ પેલી મેરથી આવેલી નર્તિકાઓએ નૃત્ય માંડ્યું હતું. વિદેશી નર્તિકાઓના હાવભાવ તરફ આંગળી ચીંધી રાજવિદૂષક બકુલ, મહારાજાને હસાવી રહ્યો હતો. નર્તિકાઓ, સંગીત, યૌવન, ધૂન, મસ્તી એ બધાં જાણે એક બની રંગમહેલને ઉન્માદગૃહ બનાવી રહ્યાં હતાં. મહિનાઓ પહેલાંનું રંગમહેલનું સ્વરૂપ જાણે ફરીથી આજે જાગૃત થયું હતું.

અને છતાં, સંજયને વિશ્વાસ નહોતો આવતો. તે રંગમહેલમાં ન ગયો. બહાર જ ઊભો રહ્યો. રંગમહેલની રંગમસ્તીમાં તે મહારાજાનું ગુપ્ત દુઃખ અને નિરાશા જોઈ રહ્યો હતો. અચાનક બ્રહ્મદત્તે તેને પછવાડેથી પકડી લીધો અને ગભરાટમાં તેના કાનમાં અડધા આખા શબ્દો બડબડવા લાગ્યો. સંજયના કાન ટટાર થઈ ગયા, આંખો ખેંચાઈ; બ્રહ્મદત્તનું બાવડું પકડી રાક્ષસી બળ દર્શાવતો સંજય ત્વરિત ગતિએ પોતાના ભવન તરફ ચાલવા માંડ્યો.

બ્રહ્મદત્તે જે કંઈ કહ્યું તે પોતાના ભવનમાં પગ મૂકતાં સંજયને અક્ષરશઃ સાચું લાગ્યું.

રેવા આવી હતી.

સંજયને જોતાં રેવાએ ઊઠી નમસ્કાર કર્યા. સંજયે બ્રહ્મદત્તને બહાર જ રહેવા દઈ દરવાજા બંધ કરી દીધા અને અર્ધા શ્વાસે બોલ્યો: 'તું કેમ આવી, રેવા?'

લાંબા સમય પછી રેવા રાજગૃહે આવી અને આવી કે તરત સંજય સાથે એકાંતમાં વાત કરવા વળગી એ વિચારે, બહાર આમથી તેમ ફરતા બ્રહ્મદત્તને અદેખાઈથી બાળી મૂક્યો. રેવા પછવાડે જેટલો તે ગાંડો હતો તેટલો જ તે તેના આ વર્તનથી ઉશ્કેરાઈ ગયો. દાંત ભીંસતા અને મુઠ્ઠીઓ વાળતા બ્રહ્મદત્તે પાંચ ક્ષણોમાં દસ વખત નિશ્ચય કરી લીધો કે આ વખતે રેવાને અને સંજયને નજરે પડતાં જ મારી નાખવાં.

ત્યારે અંદરની બાજુ સંજય સ્થિર ચિત્તે રેવાને પૂછી રહ્યો હતો અને એટલી જ સ્થિરતાથી રેવા તેને ઉત્તર આપી રહી હતી.

'મારું હવે ત્યાં કાંઈ કામ નથી, અને મારાથી હવે ત્યાં રહી શકાય તેમ નથી.'

'રેવા, તું રાજધર્મ બજાવવા ગઈ હતી.'

'પરંતુ સાથે સાથે હું મનુષ્ય પણ છું, સ્ત્રી છું, એ આપ ભૂલી ગયા છો. હવે મહાનામના પ્રાસાદમાં રહેવાનો મારો ધર્મ નથી.'

'કેમ? પાલી કંઈ જાણી ગઈ? કંઈ....'

'ના. એવું કશું જ નથી.'

'તો પછી?'

'પાલી હવે નર્તિકા છે, અને નર્તિકાના ગૃહમાં અન્ય ગુપ્તચરો પણ પોતાનું સ્થાન જમાવવાની તૈયારી કરે છે એટલે ત્યાં રહેવું નિરર્થક છે.'

'રેવા, પાલી કેમ છે?'

'પૂછો નહિ. પાલી અદ્દભુત છે, એથી વધુ કંઈ નથી કહેવાતું. દેવ, મગધરાજની ગુપ્તચર તરીકે હું દેશવિદેશ ફરી છું. અસંખ્ય

સ્ત્રીઓના સંપર્કમાં આવી છું, પરંતુ પાલી જેવી કોઈ સ્ત્રી નથી જોઈ. પાલી અજોડ છે અને અજોડ રહેશે. તે પ્રાતઃકાલ પહેલાં જાગૃત થાય છે અને થોડી વાર પવિત્ર સૂત્રોનું સ્મરણ કરી નૃત્ય ને સંગીતમાં ગુંથાય છે. પ્રહરો ચડે છે, સૂર્ય અને ચંદ્રમા તેને વિશ્રામ લેવા આગ્રહ કરે છે પરંતુ સમયનું તેને ભાન જ નથી રહેતું. નૃત્યના અધ્યયન અને શિક્ષણમાં આંખ બંધ થાય ત્યાં સુધી તે એકસરખી મચી રહે છે. દેવ! પિતાના વચનને સિદ્ધ કરવા દેશ માટે પાલીએ આપેલું બલિદાન દેવદેવતાઓને પણ શરમાવે. પાલીને માટે તમે જે કંઈ પણ ધારશો તે ખોટું જ સમજજો. પાલીના હૃદયમાં, તેના અણુઅણુમાં મહારાજાનો પ્રેમ છે. વૈશાલીના આવાહનને એક લિચ્છવી કન્યા તરીકે સન્માનવાને ખાતર, પિતા અને દેશની ઇજ્જત રક્ષવાને ખાતર પાલીએ પોતાના હૃદયને કચડી નાખ્યું છે, પરંતુ એ હૃદયને જોઈ રહેવાનું મારામાં ધૈર્ય રહ્યું નથી એટલે હું ચાલી આવી છું.'

'તું શું કહે છે રેવા? તો પછી પાલીએ દર્શાવેલો તિરસ્કાર... જે કંઈ બન્યું તે—'

'તે બધું ખોટું દેવ, બધું ખોટું–દેખાવ માત્ર. કઠપૂતળીની જેમ સાવ ખોટો દેખાવ. મહારાજાને ગુમાન હતું કે તેમના શબ્દો અને તેમના ભાવ કોઈ નહિ સમજી શકે, પરંતુ હૃદયમાં એક વાત અને મુખ પર તેનાથી વિરુદ્ધ વાત દર્શાવવાની કળામાં પાલીએ મહારાજને સખ્ત હાર આપી છે. મહારાજ નહિ, પાલી મહાન નટી છે. મહારાજને તેણે જે જે કંઈ કહ્યું છે તે અસત્ય—બિલકુલ અસત્ય છે. દેવ, હવે મને ક્ષમા કરો. થોડા દિવસ રાજખટપટમાંથી દૂર રાખી મને મારા અબુધ સાથે હવે અહીં જ પડી રહેવા દો.'

સંજયે હકારમાં માથું ધુણાવ્યું. રેવાનો થાક તે જાણી ગયો

હતો. તેના હૃદયમાં પાલી—બિંબિસાર વિષે જે વાત ઘોળાયા કરતી હતી તે ખરી નીકળી. મહાસચીવે તેને વારસામાં સોંપેલી દીર્ઘદૃષ્ટિ અને કલ્પના અત્યારે પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં જણાયાં. રેવાએ ઊભી થતાં કહ્યું: 'એક વાત જરાય ભૂલતા નહિ દેવ, કે મહારાજાને આ વાતની જરાય ખબર ન પડે. મહારાજાનું હૃદય જરા પણ પાલી તરફ ન વળવું જોઈએ. પાલી પ્રત્યેનો તિરસ્કાર અને ઘૃણા વધવાં જોઈએ, ઘટવાં નહિ. પાલી નથી ચાહતી કે તેનો પતિ પત્ની પછવાડે ઘેલો બની પ્રેમની વેદનામાં જીવન વિતાવે અને વંશજો માટે વારસામાં શરમ મૂકી જાય.'

'તથાસ્તુ રેવા, હવે તું બ્રહ્મદત્તની માફી માગી લે.' દ્વાર ઉઘાડતાં સંજયે પાલીને કહ્યું. ક્રોધ, દ્વેષ અને ઉશ્કેરાટમાં રાતો પીળો અને હવે ટાઢો થયેલો બ્રહ્મદત્ત રેવાને જોતાં બોલવા ધાર્યું હતું તે બોલી ન શક્યો. માત્ર મોઢું ચડાવી બોલ્યો: 'મારે કોઈની ક્ષમા જોઈતી નથી અને આપવી પણ નથી. હું કોણ છું? કોઈ નહિ.' એટલું કહેતાં કહેતાં તેણે સંજય તરફ પૂંઠ ફેરવી, પરંતુ રેવા એકદમ પાસે આવી ઊભી હતી. તેની નજર સાથે નજર મળતાં દ્વેષ, ક્રોધ, અદેખાઈ બધું અદૃશ્ય થઈ ગયું. હૃદયમાં દબાયેલો રેવા માટેનો પ્રેમ ધડકધડક ઊછળવા લાગ્યો. ગુપ્ત માહિતી મેળવવા મહાસચીવે રેવાને વૈશાલી મોકલાવી હતી તે ભોળો બ્રાહ્મણ બ્રહ્મદત્ત નહોતો જાણતો. રેવા ચતુર સ્ત્રી હતી અને રાજ્યની અનેક ગુપ્ત સેવા તેણે બજાવી હતી. બાળકના જેવી ઝેરી આંખે જોતા બ્રહ્મદત્તનો હાથ પકડી રેવાએ કહ્યું: 'ચાલો, ઘેર ચાલો, મને મારી નાખવી હોય તો ઘેર તલવાર છે.'

'મારી નાખવાની કોણ વાત કરે છે?' એટલું રોષમાં કહેતાં કહેતાં તો બ્રહ્મદત્ત મુસળધાર વરસાદમાં માટીના ઢેફાની જેમ ગળી

ગયો, કારણ રેવાએ તેનો હાથ પકડી લીધો હતો. આંગળી ઝાલેલા નાના બાળકની જેમ રેવાની સાથે સાથે બ્રહ્મદત્ત ચાલવા માંડ્યો. સંજય પોતાના ભોળિયા મિત્રને જોઈ રહ્યો હતો. તેણે ધીમે રહી સ્વગત કહ્યું: 'પ્રેમના સામ્રાજ્યમાં તો બ્રહ્મદત્ત કહો કે મહારાજ બિંબિસાર–એક જ છે.'

'સંજય ! સંજય ! અરે ભૂલ્યો, મહાસચીવ, સાંભળ્યું ?'

સંજયે ચમકીને પાછળ જોયું તો એક મનોહારિણી પરિચારિકાને ખભે હાથ મૂકી બિંબિસાર તેના ભવનમાં દાખલ થયો હતો. સંજય તરત તેની પૂંઠે ગયો અને મહારાજનો હાથ પોતાને ખભે મૂક્યો. પરિચારિકા ત્યાંથી બહાર જઈ ઊભી. બિંબિસાર મદ્યના નશામાં ચકચૂર હતો. શૈયામાં એકદમ પડતાં તે લવવા માંડ્યો: 'સાંભળ્યું સંજય ? રંગમહેલમાં હમણાં દૂત આવ્યો. ઉત્તરકુરુથી માગું આવ્યું છે: કહે છે......કહે છે......'

એટલું કહેતાં કહેતાં તો તે એટલા જોસથી હસી પડ્યો કે સંજય પણ જરા ગભરાયો.

'કહે છે, સંજય, કે અમારી રાજકુંવરીનું પાણિગ્રહણ કરો, નહિ તો યુદ્ધ માટે તૈયાર થાઓ; સાંભળ્યું સંજય ?'

એટલું બોલી ફરીથી તે હસી પડ્યો. પરંતુ સંજયને શાંત જોઈ એકાએક ભાવપરિવર્તન કરી, દોષનો સ્વીકાર કરતા બાળકની જેમ ધીમે રહી તે કહેવા માંડ્યો: 'ન ગમ્યું મહાસચીવ ? તમે આજ્ઞા કરો તો પરણું. ના કહો તો ન પરણું. આપણે તો માત્ર પરણવામાં સમજીએ. બાકી તમારા મહારાજની વાત તમે વધુ જાણો. પરંતુ આમ તમે નિરાશાભર્યા વદને નારી સંમુખ ઊભા રહો એ મને ગમતું નથી.'

'મહારાજ, નિરાશા શા માટે? આપે કહ્યું એ તો બહુ આનંદની વાત છે. આજ દેવાધિદેવ કેટલા આનંદમાં છે! મહારાજનું આ હાસ્ય જોવા તો માગધી પ્રજા કેટલી તલસી રહી છે? હું શા માટે નિરાશ થાઉં, પ્રભુ?'

'મને ખબર છે, તારે મોઢે એક વાત હોય છે, હૃદયમાં બીજી. મહાસચીવ છેને! તું નિરાશામાં જીવે છે. જીવ, તેમાં સુખી રહે!'

સંજયે બિંબિસારના શબ્દો સાંભળવાનો દેખાવ કરતાં એક રેશમી ઓશીકું તેના માથા નીચે ગોઠવ્યું અને પછી તેમની પાસે એક નીચી બેઠક પર બેસી શાંત ચિત્તે બોલ્યોઃ 'શી આજ્ઞા છે?'

સંજયના એ 'શી આજ્ઞા'માં એટલી અર્થઘનતા હતી, સૂચન હતું, કે મદિરાની પૂરી ધૂનમાં પણ બિંબિસારનો ચહેરો પડી ગયો. સંજય તેનો મહાસચીવ હતો પરંતુ સાથે તેનો બાળપણનો જીવરૂપ મિત્ર પણ હતો. તે પારખી ગયો કે સંજય તેના હૃદયની વાત સમજી ગયો છે. તેના હૃદયની વેદના, નિરાશા બધું તે જાણે છે. મહાસચીવની આજ્ઞા વિના શું દૂત રંગમહેલમાં ગયો હશે? છતાં તે જાણે કોઈ હસવાની વાતનું બહાનું કાઢી સંજય પાસે મદ્યના નશામાં કાં ચાલ્યો આવ્યો? સંજય તેનું કારણ જાણતો હતો. હૃદયમાં રાખેલી લાગણીઓને વધુ ગુપ્ત રાખવી બિંબિસારને નિરર્થક લાગી. નિઃશ્વાસનો એક શ્વાસ તેણે મહામહેનતે રોક્યો પરંતુ તે નીકળી જ ગયો. એને મનમાં થયુંઃ પૂછું કે પાલી વિષે કાંઈ સાંભળ્યું? પરંતુ બોલાયું નહિ. તેણે મસ્તક નીચું નમાવ્યું અને હાથમાં રહેલો મદ્યનો પ્યાલો ધીમેથી નીચે નાખી દીધો. પછી, રેશમી ઓશીકા ઉપર માથું ઢાળી દેતાં થાકેલા અવાજે બોલ્યોઃ 'શી આજ્ઞા છે, મહાસચીવ?'

'પ્રભુ! આપ! અસાધારણ......'

'મારાં વખાણ કરતો હોય તો બોલવું બંધ કરી દે!'

'દેવ, દરેકના હ્રદયમાં નિર્બળતા એક વાર, નિઃસંદેહ આવે છે પરંતુ આપના જેવા રાજપુરુષે તેને ખાળવી એ કોઈ અસંભવિત વાત નથી.'

'બે મહિનાથી હું મારા મનને એજ વાત સમજાવતો આવ્યો છું, સંજય!'

'અંતે, એ સમજણ જ સુખદા નીવડશે.'

'નીવડશે?'

'નીવડવી જ જોઈએ.'

'સંજય, સ્ત્રીના જેટલી અવિશ્વસનીય......'

'મહારાજ!'

'શું છે?'

કઈ સ્ત્રી વિષે બિંબિસાર બોલવા ઇચ્છતો હતો તે સંજય સારી રીતે જાણતો હતો. પાલીનો નામોચ્ચાર ન થાય તે હેતુથી તેણે જરા સ્મિત કરતાં કહ્યું: 'આપે કાલે મને વચન નહોતું આપ્યું કે સ્ત્રી વિષે આપ ટીકા નહિ કરો?'

'સંજય, હવે મને સમજણ પડી. હું મહાન નથી. તું મને મહાન કરવા ઇચ્છે છે. કાલે મેં કહી દીધું હશે મદ્યના નશામાં કે હું ટીકા નહિ કરું. હવે, આજે મને મદ્યના નશામાં તું તેને માન્ય કરવા કહે છે. ચાલ, કરું છું. પરંતુ આવતી કાલે શું કરીશ? કાલે હું કદાચ......'

'મહારાજ આટલી નિરાશા તમને શોભાસ્પદ નથી!' સંજયે ઘવાતે હ્રદયે કહ્યું.

બિંબિસારે તે તરફ દુર્લક્ષ્ય કરી કહેવા માંડ્યું: 'સંજય, તું જાણે છે, મદ્યમાં એક મહાન ગુણ છે! ના, તું નહિ જાણે. પીએ ત્યારેને! જો, મદ્ય પીનાર નિર્ધન હોય તો પીધા પછી

સમજે છે: 'હું મહારાજા છું'; અને મારા જેવો રાજા પીએ ત્યારે અનુભવે છે: 'હું કંઈ નથી'. તેને સામાન્ય રસ્તે ચાલતો માગધી બનવું ગમે છે. તેને રાણીઓ નથી જોઈતી. વૈભવ નથી જોઈતો. રૂપ અને યૌવન નથી જોઈતાં. તેને જોઈએ છે એક સાધારણ માગધીનું સર્વસામાન્ય, સહજઉપલબ્ધ નિર્બંધ સુખ. મદ્ય એ સ્વપ્નવિહાર કરાવે છે અને તેમાં થોડીક વાર તે સ્વપ્નું મટી સત્ય બને છે.'

'મહારાજ, સ્વપ્નને મટતાં વિલંબ થતો નથી. આપને જોઈતી શાંતિ સ્વપ્નવિહારમાં નહિ મળે, જેતવનારામમાં મળશે.'

'તું શાક્યમુનિની વાત કરે છે?'

'જી મહારાજ! ભગવાન બુદ્ધ અહીં પધાર્યા છે. કાલે પ્રાતઃકાલે આપ ત્યાં પધારો. એમના સાન્નિધ્યમાં સાચી શાંતિ મળશે. એ આપના મિત્ર છે, સંબંધી છે.'

'અને પાંચ વર્ષે મારાથી મોટા છે એ કહેવું કેમ ભૂલી ગયો?'

'હા, મહારાજ. તથાગત અહીં વર્ષાવાસ ગાળી રહ્યા છે. આ વખતે આપ એમને એક વખત પણ નથી મળ્યા.'

'નથી મળ્યો?'

'એક વખત પણ નહિ, મહારાજ!'

'શું કહે છે?'

'હા, મહારાજ. બે મહિનાથી આપ રંગમહેલની બહાર આજ જ નીકળ્યા છો.'

'અરે!'

'આવતી કાલે વર્ષાવાસ પૂરો થવાનો છે અને તથાગત અવંતી તરફ પ્રયાણ કરવાના છે.'

'આવતી કાલે હું શાક્યમુનિને મળીશ, રોકી રાખીશ; અને એમને કહીશ કે, સંજય કહે છે: મદ્ય કરતાં શાક્યમુનિ વધારે અસરકારક છે......પછી શાક્યમુનિ કહેશે......કે......'

સંજયે ઘેનમાં પડતા મહારાજાના પગ ઊંચકી શય્યા પર ગોઠવ્યા. મહારાજાને નિદ્રા ઘેરતી હતી. પરિચારિકા સંજયનો ઇશારો જોઈ અંદર આવી અને રત્નજડિત પંખાથી પવન ઢાળવા લાગી.

સંજય શયનગૃહની બહાર નીકળ્યો ત્યારે તેની આંખો અશ્રુથી છલકતી હતી.

મહાસચીવે, મહાપ્રયત્ને, હૃદયની દુર્બળતાને ખાળી હતી.

શયનગૃહની બહાર આવી તેણે દ્વાર બંધ કર્યાં અને પછી આંસુ લૂછી ત્યાં જ બેસી ગયો.

